બીજા અને ત્રીજા ધોરણને માટે :—

સચિત્ર

# ...ણા જિલ્લાની ભૂગોળ.



સઠનો કિલ્લો (પૂર્વનો દેખાવ.

અનુવાદક:

...મભાઈ ભુલાભાઈ નાયક.

હેડમાસ્તર-કુણસા.

જિ. [illegible]

કિંમત ચાર આના.

બીજા અને ત્રીજા ધોરણને માટે.

સચિત્ર

# થાણા જિલ્લાની ભૂગોળ

મૂળ લેખક —

**પાં. બા. વાલાવલકર. - ભાઈંદર.**

અનુવાદક અને પ્રકાશક:

**મોહનભાઇ ભુલાભાઇ નાયક.**

હેડમાસ્તર-ફણસા સ્કૂલ.

જિ૦ થાણા.

સુરત બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળમાં આવેલા શ્રી **અનાવિલ**
બન્ધુ પ્રી. પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયકે છાપી.

**આવૃતિ બીજી**

**પ્રત ૧૦૦૦.**

**સને ૧૯૩૦.**

કિંમત ચાર આના.

# પ્રસ્તાવના.

નવાં સુધરેલાં ધોરણ પ્રમાણે બીજા ધોરણને માટે તાલુકાની અને ત્રીજા ધોરણને માટે જિલ્લાની ભૂગોળ નક્કી થએલી છે. ફક્ત ગામો, નદીઓ, પર્વતો વગેરે ગોખાવવાથી ભૂગોળ શીખવવાનો હેતુ પાર પડતો નથી, પરંતુ ભૂગોળનું શિક્ષણ શાસ્ત્રીય અને અનુમાનાત્મક હોવાની જરૂર છે. જુદી જુદી જગાનું હવામાન, પાક અને લોકોની રહેણી કરણી, સમુદ્ર કિનારો અને ડુંગરાળ ભાગ પર થતી તે તે ભાગની અસર, વગેરે બાબતોનો ભૂગોળનાં શિક્ષણમાં સમાવેશ થાય છે; અને એ ઉંચ ઉદ્દેશથીજ પ્રેરાઇને ખાતાંએ માન્ય કરેલી રા. વાલાવલકરકૃત મરાઠી ભૂગોળનું ગુજરાતીમાં ભાષાંતર કરી, આ લઘુ પુસ્તક બહાર પાડવાનું યોગ્ય ધાર્યું છે. આ નાનાં પુસ્તકમાંથી ઉપરોક્ત બાબતો જોઇતા પ્રમાણમાં મળી આવવા સંભવ છે. આશા છે કે આ પુસ્તક શિક્ષક ભાઇઓને તેમજ વિદ્યાર્થી વર્ગને વિશેષ ઉપયોગી થઇ પડશે.

આ ભૂગોળ શીખવતી વખતે નકશાની સહાય લેવી અને મોટા ટાઈપે બતાવેલી બાબત છોકરાંઓને વિશેષ લક્ષમાં રખાવવી. ચોથા ભાગમાં રાજ્ય વ્યવસ્થા આપી છે, તેમાં જુદાં જુદાં ખાતાંઓના અધિકારીઓ અને તેઓની ફરજ વિષેનું જ્ઞાન, ગામના પટેલથી શરૂ થઇ છેવટે કલેકટર સાહેબ સુધી કેવું પગથીએ પગથીએ ચાલે છે તેનું ભાન કરાવવું.

પહેલી આવૃત્તિ કરતાં આ આવૃતિમાં 'શિક્ષકોને સૂચના અને દિશાઓનું શિક્ષણ' એ બાબત વિસ્તારથી ઉમેરવામાં આવી છે, તેમજ છેવટના ભાગમાં આવશ્યક વ્યાખ્યાઓ જુદી પાડીને આપવામાં આવેલી છે, તો તેનો ઉપયોગ શિક્ષકભાઈઓ કરશે એવી આશા છે.

છેવટે, આ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર કરવાની પરવાનગી આપવા માટે એના મૂળ લેખક **રા. પાંડુરંગ બાબુરાવ વાલાવલકર હેડ માસ્તર—ભાઇંદર** એમનો તથા આ પુસ્તકમાં નવીન દાખલ કરેલી બાબત

'શિક્ષકોને સૂચના અને દિશાઓનું શિક્ષણ' લખી આપવા માટે **શ્રી. લલ્લુભાઈ પ્રાગજી દેસાઈ** હેડમાસ્તર વાંદરા મ્યુ. એમનો અને આ પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે વખતોવખત કીંમતી સૂચનાઓ આપવા માટે મારા સ્નેહી **શ્રી. ગણેશ ગંગાધર કાળે** સેકંડ સુપરવાઇઝર–ડી૦ સ્કુ૦ બોર્ડ–થાણા એમનો આ સ્થળે આભાર માનવાનું મારે ભૂલવું જોઈએ નહિ.

પુસ્તકમાં કંઈ પણ દોષ કે ખામી જણાય તો તે, અને યોગ્ય સુધારો વધારો બતાવનાર બંધુનો આભાર માની બીજી વખત સુધારો કરવાનું લક્ષમાં રાખીશ.

ફણસા સ્કુલ
તા. ૨૧–૨–૩૦

**અનુવાદક.**



# શિક્ષકોને સૂચના.

બાળકોને કોઈપણ વિષય શીખવતાં બાળકો જેટલું જાણતાં હોય તેનો પુરો ઉપયોગ કરી, અજાણી બાબત તર્કવડે જાણીતી કરવી અને એ રીતે બાળકની તર્કશક્તિ ખીલવવી. શિક્ષણશાસ્ત્રનો આ મૂળભૂત નિયમ લક્ષમાં લઇ ભૂગોળ શીખવવામાં પણ એ નિયમનું પાલન કરવામાં આવે એ ઈચ્છવા જોગ છે.

બાળકોનું અતિ પરિચિત સ્થળ એટલે નિશાળ અને ઘર. તેથી આ વિષયની શરૂઆત કરતી વખતે નિશાળ અને તેમાં પણ બાળક જે ઓરડામાં બેસતો હોય, તે ઓરડાથી શરૂઆત કરવી આવશ્યક છે. બાળકને આરંભમાં આગળ, પાછળ, સામું, જમણી બાજુ, ડાબી બાજુ, વગેરેનો ખ્યાલ આવે તેટલા માટે, બાળકો બે ત્રણ હારમાં બેઠાં હોય, તેમાંથી વચલી હારનાં છોકરાંને આગળની હાર બતાવી પૂછવું કે ' આ હાર તમારી કયી બાજુએ છે ?' પાછળની હાર બતાવી પુછવું કે 'આ કયી બાજુએ છે ?' છોકરાંને માંહોમાંહે બતાવી પૂછવું કે 'આ છોકરો તમારા કયા હાથ તરફ છે ?' એવા પ્રશ્નો પૂછયા પછી આગળ, પાછળ, જમણી બાજુ, ડાબી બાજુ, એક બીજાને મુકાબલે બદલાય છે તેનો ખ્યાલ આપવા માટે, પહેલી હાર વચલી હારની આગળ છે પણ વચલી હાર પહેલી હારની પાછળ છે, તેમજ ત્રીજી હાર વચલી હારની પાછળ છે પણ વચલી હાર ત્રીજી હારની આગળ છે. એક છોકરો એકની જમણી બાજુએ છે, તેજ છોકરો બીજાની ડાબી બાજુએ છે, વગેરે બાબત પ્રત્યક્ષ બતાવી બાળકનાં મન પર ઠસાવવું.

આ પ્રમાણે છોકરાનો ખ્યાલ આપ્યા પછી બીજા વર્ગ જોડે મુકાબલો કરાવવો, કે અમુક વર્ગ આપણા વર્ગની જમણી બાજુએ છે, પણ આપણો વર્ગ તે વર્ગની ડાબી બાજુએ છે એ છોકરાંઓ પાસેજ કઢાવવું. આ પ્રમાણે નિશાળના ઓરડાની માહિતી આપ્યા પછી નિશાળનાં મકાનનો અન્ય મકાન સાથેના સંબંધનો ખ્યાલ આપવો. એજ પ્રમાણે મહોલ્લા, રસ્તા, તેમજ બીજી જાણીતી જગ્યાઓ વિષે ઉલટા સુલટી સવાલો પૂછી ઠસાવવું. એમ ડાબી, જમણી, સામી, પાછળ વગેરે બાજુઓનું જ્ઞાન ચોકસ થયા પછી દિશાઓ વિષેનું જ્ઞાન આપવું.

**દિશાઓનું શિક્ષણઃ**—દિશાઓની સમજ આપતાં પણ બાળકનાં પોતાનાં જ્ઞાનનો બનતો ઉપયોગ કરવો લાભદાયક છે. તમારી સ્લેટને કેટલી બાજુઓ છે? નિશાળને કેટલી બાજુ દિવાલ છે? નિશાળનાં કંપાઉન્ડને કેટલી બાજુ વાડ છે? નિશાળને કેટલી બાજુ રસ્તા છે? કેટલી બાજુ નથી? આવા પ્રશ્નોથી ચાર બાજુનો ખ્યાલ આપી, દરેક વસ્તુને અને આપણી આજુબાજુ જે કાંઈ ખુલ્લું દેખાય છે તેને પણ ચાર બાજુ છે એ સમજાવવું. ત્યાર પછી સવારના વખતે પૂછવું કે 'સુરજ કયી બાજુએથી ઉગતો જણાય છે? કાલે કયી બાજુ ઉગ્યો હતો?' વગેરે પ્રશ્નોથી હંમેશાં સુરજ એકજ બાજુએ ઉગે છે અને તેની સામી બાજુએજ આથમે છે એનો સ્પષ્ટ ખ્યાલ આપવો. પછી ચાર બાજુનાં નામ આપણે શીખીએ એમ કહી, સુરજ ઉગે તે **ઉગમણી** કે **પૂર્વ** અને આથમે તે **આથમણી** કે **પશ્ચિમ** દિશા કહેવાય. સૂચક પ્રશ્નોથી પૂર્વ અને પશ્ચિમ એ બંને દિશાઓ એક બીજાને સામસામે છે એ કઢાવવું. એટલું થયા પછી સમજાવવું કે કોઇપણ ગામમાં સુરજ ઉગે છે, ને તે હંમેશાં એકજ દિશામાંથી ઉગે છે. આટલો ખ્યાલ આવ્યા પછી સુરજ ઉગે તે દિશા તરફ મોં કરી ઉભા રહેતાં પાછળ પશ્ચિમ દિશા આવે છે, અને એક દિશા ડાબા હાથ તરફ અને એક જમણા હાથ તરફ હોય છે તેનાં નામ બાકી રહ્યાં. તે અનુક્રમે **ઉત્તર** અને **દક્ષિણ** દિશા કહેવાય. એ દિશાઓ પણ સામસામી છે, તે આગળ જણાવ્યા પ્રમાણે કઢાવવું.

એકજ વસ્તુ બીજીની પૂર્વમાં હોય, તેજ બીજી બધી વસ્તુઓની પૂર્વમાં નથી, પણ કોઇની પશ્ચિમે, કોઇની ઉત્તરે અને કોઇની દક્ષિણે હોય છે. એટલે કે એક બીજાને મુકાબલે દિશા બદલાય છે. આ બાબતનો પાકો ખ્યાલ આપવા માટે, ટેબલથી વર્ગ કયી દિશામાં છે? વર્ગથી ટેબલ કયી દિશામાં છે? બારણાથી ટેબલ કયી દિશામાં છે? ટેબલથી બારણું કયી દિશામાં છે? વર્ગમાંથી બહાર જતાં કયી દિશામાં જવું પડે? બહારથી વર્ગમાં આવતાં કયી દિશામાં આવવું પડે? વગેરે પ્રશ્નો પૂછવા. આવા પ્રશ્નોથી દિશા સંબંધીનો સારો ખ્યાલ આવશે. એજ પ્રમાણે મહોલ્લો, ગામનું મંદીર, સ્ટેશન કે ચોરા માટે પ્રશ્નો પૂછી દિશા સંબંધીનું જ્ઞાન બને તેટલું પાકું કરાવવા પ્રયત્ન કરવો.

દિશાનું શિક્ષણ ચોક્સ થયું છે એવી આપણી ખાત્રી થયા પછી ખૂણા પર આવવું. સ્લેટ, ચોપડી, ટેબલ વગેરેની પાસપાસેની બે બાજુઓ ભેગી થાય ત્યાં, બે ભીંત, બે વાડ, બે રસ્તા વગેરે ભેગાં થાય ત્યાં ખૂણા પડે છે એ બતાવી ખૂણાનો ખ્યાલ આપવો. પછી કહેવું કે ઉત્તર ને પૂર્વ, પૂર્વ ને દક્ષિણ, દક્ષિણ ને પશ્ચિમ તથા પશ્ચિમ ને ઉત્તર મળતાં ચાર ખૂણા બને છે. એ ખૂણાઓનાં પણ જુદાં જુદાં નામો છે. ઉત્તર ને પૂર્વ વચ્ચેનો **ઈશાન** ખૂણો, પૂર્વ ને દક્ષિણ વચ્ચેનો **અગ્નિ** ખૂણો, દક્ષિણ ને પશ્ચિમ વચ્ચેનો **નૈઋત્ય** ખૂણો તથા પશ્ચિમ ને ઉત્તર વચ્ચેનો **વાયવ્ય** ખૂણો છે એ કહેવું. ત્યાર પછી નીચે બતાવેલી આકૃતિ સમજાવી દિશા અને ખૂણાનું શિક્ષણ મજબુત કરવું.



# થાણા જિલ્લાની ભૂગોળ.

## ભાગ પહેલો.

### સામાન્ય વર્ણન.

છોકરાંઓ, તમે જે તાલુકામાં રહો છો તે તાલુકાની માહીતી તમને સારી થઇ છે. પરંતુ તમારા રોજના વપરાશની દરેકે દરેક વસ્તુ જેવી કે–ચોખા, દાળ, મીઠું, નાળિએર વગેરે બધુંજ તમારા તાલુકામાં પાકતું નથી. તે તમોને તમારા જિલ્લાના બીજા તાલુકાઓમાંથી મેળવવું પડે છે. દાખલા તરીકે, તમારે રોજ મીઠું ખાવા જોઇએ છે, તે સાષ્ટી તાલુકામાંથી મળે છે. તેમજ શાકભાજી, કેળાં, નાળિએર વસઇ તાલુકામાંથી, વાલ કલ્યાણ તાલુકામાંથી, કલમની કેરી સાષ્ટી તાલુકામાંથી અને તુવર ભિંવડી તથા વાડા તાલુકામાંથી મળે છે. એ પ્રમાણે આપણને આપણા પાડોશના તાલુકાઓમાંથી મદદ મળે છે, માટે આપણે તે તે તાલુકાઓની માહિતી મેળવવી જોઇએ. તમારા તાલુકા જેવડા દશ બાર તાલુકાનો એક ભાગ કરેલો હોય છે તેને જિલ્લો કહે છે. તમારો તાલુકો જે જિલ્લામાં આવેલો છે તેનું મુખ્ય ઠેકાણું થાણા છે માટે તેને થાણા જિલ્લો કહે છે. હવે તમે થાણા જિલ્લાનો સુંદર, રંગીત નકશો તમારી આગળ ધરો. જુઓ, થાણા જિલ્લાનો આકાર ત્રિકોણ છે. જુદા જુદા તાલુકાની હદ અને આકાર સમજવા માટે તેને જુદા જુદા સુંદર રંગથી રંગેલા છે. આ તમારો તાલુકો જુઓ અને તેમાં તમારૂં ગામ

કયાં છે તે જુઓ. આ વચ્ચે પીળા રંગનું મોરના જેવા આકારનું જવ્હારનું સંસ્થાન છે, અને એ સંસ્થાનની સામેજ તેનું એક નાનું બચ્ચું હોય એવો તેનો નાનો ભાગ છે. અંગ્રેજ સરકારના તાબાનાં નાનાં રાજ્યને સંસ્થાન કહે છે.

**રાજકીય વિભાગઃ**—રાજ્ય વ્યવસ્થાની સગવડને માટે આ જિલ્લાના નવ તાલુકા અને ત્રણ પેટા કરેલા છે. **તાલુકા કરતાં જે નાનો હોય તેને પેટો કહે છે.** આ જિલ્લામાં તાલુકાઓની રચના કેવી છે તે જુઓ. પશ્ચિમ બાજુએ સમુદ્ર કિનારે અનુક્રમે ઉંબરગામ પેટો, ડાહાણું તાલુકો, પાલઘર તાલુકો, વસઇ તાલુકો, ઉત્તર સાષ્ટી પેટો અને દક્ષિણ સાષ્ટી તાલુકો એ તાલુકાઓ આવેલા છે. વચ્ચેના ભાગમાં વાડા, ભિંવડી અને કલ્યાણ તાલુકા આવેલા છે. પૂર્વ ભાગમાં મોખાડા પેટો, શહાપુર અને મુરબાડ તાલુકા આવેલા છે.

**કુદરતી વિભાગઃ**—આ જિલ્લાનો આકાર સાધારણ ત્રિકોણ છે. એના સ્વાભાવિક (આપોઆપ) બે ભાગ બનેલા છે. (૧) પશ્ચિમ તરફનો સમુદ્ર કિનારાનો સપાટ પ્રદેશ, અને (૨) પૂર્વ તરફનો જંગલપટ્ટીનો ડુંગરાળ પ્રદેશ.

## (૧) પશ્ચિમ તરફનો સમુદ્ર કિનારાનો ભાગ.

આ ભાગમાં ઉંબરગામ, ડાહાણું, પાલઘર, વસઈ, ઉત્તર અને દક્ષિણ સાષ્ટી તાલુકા આવેલા છે. આ ભાગની જમીન સપાટ હોય, રેલ્વે, જળમાર્ગ અને સડકો હોવાથી આ ભાગમાં વસ્તી પુષ્કળ અને વેપાર ધમધોકાર ચાલે છે,

અને સારી હાલતમાં છે. તેજ પ્રમાણે જમીન સપાટ અને પાણીની સગવડ સારી હોવાથી બાગાયતી પાક ઘણો સારો થાય છે. આ ભાગની વસ્તી દિવસે દિવસે વધતી જાય છે, અને જંગલના પડતર ભાગને પણ સુધારીને ભાત અને બાગાયતી પાકને માટે ઉપયોગી બનાવતા જાય છે. આ પ્રદેશમાં મુંબઈથી જેમ જેમ ઉત્તરે જઈએ, તેમ તેમ જળમાર્ગ અને સુધારો ઓછો થતો ગએલો જણાય છે. આ પ્રદેશ વસ્તી કરવા લાયક છે.

## (૨) પૂર્વ તરફનો જંગલનો ભાગ.

આ ભાગમાં કલ્યાણ, ભિંવડી, વાડા, મોખાડા, શહાપુર અને મુરબાડ તાલુકા આવેલા છે. આ પ્રદેશ પશ્ચિમ તરફના પ્રદેશ કરતાં ઉલટો છે, એટલે આ ભાગ ડુંગરવાળો પ્રદેશ છે. જવા આવવાના રસ્તા ઓછા, વસ્તી ઓછી, સુધારો ઓછો, બાગાયતી બીલકુલ નહિ. આ પ્રદેશ પૂર્વ તરફ ઉંચો ઉંચો થતો ગએલો છે.

ડુંગરોઃ—આ જીલ્લાની પૂર્વે સહ્યાંદ્રિ પર્વત આવેલો છે. તેમાં અવંધ્યા, ચિરઘાટ, થળઘાટ, પિંપરીઘાટ, માલ-સેજઘાટ અને નાણાઘાટ આવેલા છે. એ સિવાય ડાહાણું તાલુકામાં મહાલક્ષ્મી અને કૈનાડ, વસઇ તાલુકામાં તુંગાર અને કામણદુર્ગ, સાષ્ટી તાલુકામાં કાનેરી, કલ્યાણ તાલુકામાં મલંગઢ, ભિંવડી તાલુકામાં ઘાહારી, વાડા તાલુકામાં ઇંદગામ અને દાવજાનો એ પ્રસિધ્ધ ડુંગરો છે.

**નદીઓઃ**—પૂર્વ તરફનો ભાગ ડુંગરવાળો હોવાથી તે પ્રદેશ ઉંચો છે, માટે સર્વ નદીઓ પશ્ચિમ તરફ વહે છે.

ઉંબરગામ પેટામાં વરોળી, પાલઘર તાલુકામાં વૈતરણા અને સૂર્ય નદી, વસઇ તાલુકામાં તાનસા, કલ્યાણ તાલુકામાં ઉલ્હાસ અને કાળુ, શહાપુર તાલુકામાં ભાતસા, મુરબાડ તાલુકામાં મુરબાડી વગેરે મોટી નદીઓ આવેલી છે.

હવામાનઃ—પશ્ચિમ તરફના પ્રદેશ કરતાં પૂર્વ તરફનો પ્રદેશ ડુંગરવાળો અને જંગલવાળો હોવાથી એ ભાગમાં ચોમાસામાં અને શિઆળામાં મેલેરિઆ તાવનો ઉપદ્રવ વધારે પ્રમાણમાં હોય છે. ઉનાળામાં હવા ગરમ હોય છે અને તાપ સખત પડે છે અને શિઆળામાં ટાઢ ઘણી પડે છે. પશ્ચિમ તરફના પ્રદેશમાં જંગલ ઓછું, જમીન સપાટ, હવા ખુલ્લી, ઠેકાણે ઠેકાણે નદીઓ અને ખાડીઓ, બાગાયતી પાકના ખેતરો અને સમુદ્ર પાસે હોવાથી ઉનાળામાં હવા ગરમ હોતી નથી અને શિઆળામાં ટાઢ ઓછી હોય છે, તેમાં પણ દરિઆ કિનારાની હવા વધારે સારી હોય છે.

મુખ્ય પાક અને બીજી પેદાશઃ—આ જિલ્લામાં ડુંગર અને જંગલ પુષ્કળ હોવાથી અને સહ્યાદ્રિ પર્વત માથા ઉપર આવેલો હોવાથી વરસાદ પુષ્કળ પડે છે, એ કારણથી આ જિલ્લામાં ભાત પુષ્કળ પાકે છે. પાલઘર, વસઇ અને સાષ્ટી તાલુકામાં ખારા ભાતની એક જાત ખારી જમીનમાં ઓછી મહેનતે સારી થાય છે. એ ભાતના ચોખા રતાશ પડતા હોય ખાવામાં પૌષ્ટિક ગણાય છે, માટે ખેતરમાં મજુરી કરનારા લોકો ઘણે ભાગે એજ ચોખા ખાય છે. એ સિવાય વાલ, ચણા, નાગલી, અડદ, તુવર, વરી વગેરે થોડાઘણા પ્રમાણમાં સર્વત્ર થાય છે. પશ્ચિમ

ભાગના બાગાયત પ્રદેશમાં નાળિએર, કેળાં, શેરડી, પાન, કાંદા, શાકભાજી વગેરેની પેદાશ છે. વસઇ અને પાલઘર તાલુકામાં કેળાં અને સાષ્ટી તાલુકામાં નાળિએરની મોટી મોટી વાડીઓ આવેલી છે. વસઇનાં લાલ અને લીલી છાલનાં કેળાં તથા ખાવાનાં પાન જાણીતાં છે, અને તે અહીંથી બહારગામ મોકલવામાં આવે છે. આ બાગાયતી ભાગમાં વેંગણ, બટાટા, કોબી, આલકોલ વગેરે શાકભાજી પુષ્કળ થાય છે. સમુદ્ર કિનારે ઉમેળેં, ભાઇંદર, રાઇ, તુર્ભે અને બેલાપુરમાં મીઠાના અગર છે અને પુષ્કળ મીઠું પકવવામાં આવે છે. પૂર્વ ભાગમાં જંગલ હોવાને લીધે તેમાં સાગ, સીસમ, ખેર વગેરે ઈમારતી લાકડાં તેમજ બાંબુ, સાકટી વગેરેની પેદાશ પણ પુષ્કળ છે. જંગલમાંથી ઔષધી વનસ્પતિ પણ મળી આવે છે. ભિંવડી તાલુકામાં હરડાંની ઉત્પન્ન સારી છે.

**બહારગામ જતી ચીજો:**—ચોખા, મીઠું, નાળિએર, કેળાં, ખાવાનાં પાન અને ઈમારતી લાકડાં.

**વસ્તી:**—થાણા જિલ્લામાં મુળના રહેનારા વારલી, ઠાકૂર, કાતકરી, ડુંગરકોળી, વૈતી, માંગેલા વગેરે. એ લોકો સાધારણપણે હિંદુ ધર્મ પ્રમાણે વર્તે છે તેથી હિંદુમાં ગણાય છે. એ લોકો જંગલમાં રહે છે. હાલ કેટલાક શહેરના ભાગમાં આવીને વસેલા છે. એ લોકો ખેતીની મજુરી અને જંગલનાં ભાડાં કરીને ગુજરાન ચલાવે છે. વસઈ અને સાષ્ટી તાલુકામાં મુળના હિંદુ લોકોને, પોર્ટુગીઝ લોકોએ વટલાવીને ખ્રિસ્તી કરેલા લોકોની વસ્તી છે, એ લોકો ખેતી અને બાગાયતી પેદાશ ઉપર પોતાનો

નિર્વાહ ચલાવે છે. ડાહાણું, પાલઘર, વંસઇ અને સાષ્ટી તાલુકામાં મચ્છીમાર કોળી લોકોની વસ્તી છે, તેઓની હિંદુ અને ક્રિશ્ચિયન એવી બે જાતો છે. એ સિવાય માંગેલા અને વૈતી એ જાતો માછલાં મારવાનો અને દરિઆમાં વહાણો ફેરવવાનો ધંધો કરે છે. પારસી લોક-ધર્મ સાચવવા માટે ઈરાનથી આવી પ્રથમ સંજાણ બંદરે ઉતર્યા હતા. એ લોકોની વસ્તી ડાહાણું, પાલઘર અને ઉંબરગામ પેટામાં વધારે છે. એ સિવાય બ્રાહ્મણ, મરાઠા, પાંચકળશી, જૈન અને મુસલમાન લોકોની પણ વસ્તી છે. એકંદરે આ જિલ્લાની વસ્તી સુમારે દશ લાખ માણસોની છે, અને દિવસે દિવસે વસ્તીમાં વધારો થતો જાય છે.

વેપારના માર્ગો:—આગગાડીના રસ્તા-જી. આઈ. પી. રેલ્વે મુંબઇથી નીકળી દાદર, કુર્લા, અને થાણા શહેરોમાં થઈ, કલ્યાણ સુધી ગયા પછી તેના બે ફાંટા થએલા છે. એક ફાંટો દક્ષિણ તરફ પુને ગએલો છે, અને બીજો ઉત્તર તરફ શહાપુર તાલુકામાં થઈ થળઘાટના ડુંગરોમાંથી નાશીક તરફ ગએલો છે. બીજી બી. બી. સી. આઈ. રેલ્વે મુંબઇથી નીકળી સાષ્ટી, વસઇ, પાલઘર અને ડાહાણુ તાલુકામાં થઇ સુરત તરફ ગએલી છે. મુંબઇથી વિરાર સુધી દરરોજ સુમારે ૩૪ ગાડીઓ અને કલ્યાણ સુધી સુમારે ૩૮ ગાડીઓ દોડે છે. તોપણ રાહદારીની અડચણ છે, એટલી આ ભાગમાં રાહદારી છે. બળદ ગાડીના રસ્તા-આગ્રારોડ-આ રસ્તો મુંબઈથી નીકળી સાષ્ટી, ભિંવડી અને શહાપુર તાલુકામાં થઈ થળઘાટના ડુંગરોમાંથી નાશીક તરફ ગએલો છે. એનો

એક ફાંટો ભિંવડીથી વાડા અને મોખાડા તરફ જાય છે. બીજો ફાંટો ભિંવડીથી નીકળીને કલ્યાણ પર થઈ મુરબાડ તાલુકામાંથી પુના જિલ્લામાં જાય છે બીજો રસ્તો ઘોડ બંદર રોડ–આ રસ્તો મુંબઈથી નીકળી વાંદરા અને અંધેરી શહેરોમાં થઈને ઘોડ બંદર સુધી ગએલો છે. એ સિવાય વેપાર અને આવવા જવાની સગવડને માટે દરેક તાલુકામાં નાની મોટી સડકો આવેલી છે.

**ખાડીઓઃ**—ઉંબરગામ, ડાહાણું, ચિંચણ, તારાપુર, સાતપાટી, કેળવે, દાંતીવરે, વસઈ, થાણા અને કલ્યાણની ખાડીઓ મોટી છે. એમાંથી વહાણો, મોટા મછવા વગેરે સાધનોથી વેપારી માલની આવ જા ચાલુ હોય છે.

**બંદરોઃ**—ઉંબરગામ, ડાહાણું, ચિંચણ, તારાપુર, માહિમ, મનોર, દાંતીવરે, અરનાળા, વસઈ, ભાઈંદર, થાણા, ભિંવડી, તુર્ભે અને બેલાપુર વગેરે મોટાં બંદરો છે.

**વેપારઃ**—થાણા જીલ્લો મુંબઇ શહેરને લાગીને આવેલો છે, અને એના પશ્ચિમ તરફનો દરિઆ કિનારો ઠેકઠેકાણે ખાંચાવાળો હોવાથી મોટી ખાડીઓ પુષ્કળ છે. પુર્વ તરફ ઘાટના ડુંગરોમાંથી મોટી મોટી સડકો ઘણે લાંબે સુધી ગએલી છે. તેમજ બે મોટી રેલ્વે આ જિલ્લામાં થઈ હિંદુસ્તાનના દુરના પ્રદેશોમાં ગએલી છે. આ કારણથી આ જિલ્લો બધી જાતના વેપારને માટે સગવડવાળો છે. ગુજરાતી, મારવાડી, ભાટીઆ, પારસી, ખોજા, વહોરા વગેરે લોકો વેપારી તરીકે આ જિલ્લામાં આગળ પડતા છે. દક્ષિણી લોકોમાં વેપારી ઘણાજ થોડા છે, ઘણે ભાગે દક્ષિણી લોકો નોકરી અને ખેતી ઉપર ગુજરાન ચલાવે છે.

**ભાષાઃ**—આ જિલ્લાની મુખ્ય ભાષા મરાઠી છે, પરંતુ ઉંબરગામ અને ડાહાણું તાલુકામાં ગુજરાતી લોકોની વસ્તી વધારે હોવાથી એ ભાગમાં ગુજરાતી ભાષા બોલાય છે.

**ઉદ્યોગ, ધંધો અને કળાકૌશલ્યની ચીજોઃ**—આ જિલ્લાના લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. બીજો વેપારનો છે. **સુતરાઉ કાપડ**—કુર્લામાં સુતરાઉ કાપડ વણવાની બે મોટી મીલો છે, ત્યાં સુતર કાઢીને તેનું ઉત્તમ કાપડ વણવામાં આવે છે. થાણામાં થાણા ક્લોથ નામનું કાપડ અને શેતરંજી સારી બને છે.એ સિવાય ભિંવડી, સોપારા, પાપડી અને શહાપુરમાં હાથશાળ ઉપર કાપડ વણવામાં આવે છે. **ગોળ**—વસઇ તાલુકામાં સોપારા, આગાશી, વટાર. અરનાળા, મૂળગામ, વગેરે ઠેકાણે ઉત્તમ ગોળ બને છે, પરંતુ ખાતર અને બાળવાનાં લાકડાંની મોંઘવારીને લીધે એ ધંધો દિવસે દિવસે મંદ થતો જાય છે. જે થોડી ઘણી શેરડી કરવામાં આવે છે, તે આસપાસનાં શહેરોમાં પુષ્કળ ખપે છે; એ કારણથી ગોળનાં કારખાનાં ઓછાં થતાં જાય છે. એ લોકો મુંબઈમાં દૂધ અને શાકભાજી મોકલવામાં તાત્કાળિક ફાયદો મળતો હોવાથી તે ધંધા તરફ વિશેષ લક્ષ આપે છે. **સુકેળાં**—વસઇ તાલુકામાં આગાશી, વટાર, કોપરાડ, બોળીંજ અને વાઘોલી ગામોમાં અમુક ઠરાવેલે ઠેકાણેજ આ ચીજ થાય છે. બીજે કોઇપણ ઠેકાણે આ કેળાંની જાત થતીજ નથી. આ જાતનાં કેળાં વસઇ અને પાલઘર તાલુકામાં સારાં થાય છે, પરંતુ તેનાં આગાશીનાં જેવાં રંગદાર અને સ્વાદિષ્ટ સુકેળાં બનતાં નથી. આનું કારણ હવા, પાણી અને જમીનનોજ ગુણ છે. **સુતારકામ**—

વસઇ અને સાષ્ટી તાલુકામાં પાંચકળશી લોક લાકડાનું ઉત્તમ કોતરકામ કરે છે, પરંતુ એ લોકોને પોતાના કામમાં ઉત્તેજન ન મળવાથી એ ધંધો છોડી નોકરી તરફ લક્ષ આપતા થયા છે. પાપડી, ગિરીજ, પડઘે, શહાપુર અને ભિંવડીમાં સારી જાતની ગાદીઓ બાંધવાનાં કારખાનાં છે. ચિંચણમાં કાચની બંગડી બનાવવાનાં કારખાનાં છે. વાસણો-સોપારા, વસઇ, ભિંવડી, થાણા અને શહાપુરમાં કંસારા લોકો તાંબા પિત્તળનાં વાસણો બનાવે છે. મીલો-વસઇ, કલ્યાણ, શહાપુર, ભિંવડી અને ટીટવાળામાં ચોખાની મીલો છે. ચુનો-સાષ્ટી તાલુકામાં ગોરાઇ, માલવણી, મનોરી, આકસે વગેરે ભાગમાં ચુનાના પત્થરો મળે છે. તેમાંથી બાંધકામને માટે ચુનો પકવવાની ભઠ્ઠીઓ છે. માછલી મારવાનો ધંધો-બંદર કિનારેના હિંદુ અને ક્રિશ્ચિઅન કોળી લોકો બારેમાસ આ ધંધો કરે છે. અહીંના દરિઆમાંથી ઘણી જાતની માછલી મળે છે, તે સુકવીને બહારગામ મોકલાવવામાં આવે છે, સાષ્ટી તાલુકો મુંબઇ નજીક હોવાથી એ તાલુકામાં આ ધંધો પુરેપુરા જોશમાં ચાલે છે. દિવાસળીના કારખાનાં-અંબરનાથ, થાણા, કુર્લા, સાંત્તાક્રુઝ, અંધેરી અને બોરીવલીમાં દિવાસળી બનાવવાનાં કારખાનાં છે.

બેટોઃ—સાષ્ટી એ મોટો બેટ છે. એ સિવાય દાંતીવરેની ખાડીમાં વાઢીવ, વસઇની ખાડીમાં પાણજુ, અને સાષ્ટી બેટને જોડાએલો ડુંગરથી ઉતનગોરાઇ મનોરી સુધીનો ભાગ એ પણ એક બેટજ છે સિવાય રાઇમુર્ધે, મઢ, જુહુ વગેરે નાનાં બેટો છે.

**તળાવ અને ઉનાં પાણીના ઝરાઃ**—સાષ્ટી તાલુકામાં વિહાર અને તુળસી અને શહાપુર તાલુકામાં તાનસા એ મોટાં તળાવો છે. એનું પાણી નળવડે મુંબઈ લાવવામાં આવેલું છે. વૈતરણા અને સૂર્ય નદીને કાંઠે ઉનાં પાણીનાં ઝરા છે. પાલઘર તાલુકામાં કોકણેર અને હાલોલખોટ, વાડા તાલુકામાં પીંપળાસ અને ભિંવડી તાલુકામાં વજ્રાબાઈમાં ઉનાં પાણીના ઝરા છે.

**કિલ્લાઃ**—કલ્યાણ, થાણા, વસઈ, શિરગામ અને માહીમમાં ભોંયકોટ; અશેરી, ટકમક, તાંદુલવાડી, ગોહે અને માહુલીમાં ડુંગરી કિલ્લા; અને અરનાળામાં જંજીરો (દરિઆમાં બેટ ઉપર કિલ્લો) એ જોવા લાયક કિલ્લા છે.

**સરકારી ધર્માદા દવાખાનાંઃ**—ઉંબરગામ, ડાંહાણું, ચિંચણ, માહીમ, વસઇ, ગોરેગામ, ભાઈંદર, અંધેરી, વાંદરા, કુર્લા, થાણા, કલ્યાણ, ભિંવડી, વાડા, શહાપુર અને મુરબાડમાં સાર્વજનિક સરકારી દવાખાનાં છે.

## દિવાની કોર્ટ અને મ્યુનિસિપાલિટિ.

**કોર્ટઃ**—જિલ્લાની મુખ્ય કોર્ટ થાણામાં છે. તે સિવાય ડાહાણું, અંધેરી, કલ્યાણ, ભિંવડી, મુરબાડ, અને થાણામાં સબજજ કોર્ટો છે, એમાં લોકોની લેવડદેવડના દાવાનું એટલે ન્યાય ચુકવવાનું કામ ચાલે છે.

**મ્યુનિસિપાલિટિઃ**—થાણા, કલ્યાણ, કુર્લા, ભિંવડી, વાંદરા, અને વસઈમાં મ્યુનિસિપાલિટિ છે.

**તાર ઓફીસ:**—ઉંબરગામ, ડાહાણું, પાલઘર, વસઇ, ભાઇંદર, અંધેરી, સાંતાક્રુઝ, વાંદરા, કુર્લો, ઘાટકોપર, થાણા, ભિંવડી, વાડા, મોખાડા, કલ્યાણ અને શહાપુરમાં તાર ઓફિસો છે. એ સિવાય દરેક રેલ્વે સ્ટેશનો પર રેલ્વે મારફત તારનું કામ ચાલે છે.

**જોવા જેવાં સ્થળો:**—પાલઘર તાલુકામાં સફાલા પાસે વૈતરણી નદી ઉપરનો પૂલ, વસઇ તાલુકામાં વસઈ તથા અરનાળાના કિલ્લા અને નિર્મળની સમાધી, સાષ્ટી તાલુકામાં ભાઇંદરનો આગગાડીનો પૂલ, અને કાનેરીની ડુંગરમાં કોરી કાઢેલી ગુફા, ભિંવડી તાલુકામાં વજ્રેશ્વર પાસે ઉના પાણીના ઝરા તથા દેવાલય અને કવાડની સમાધી, કલ્યાણ તાલુકામાં અંબરનાથનું દેવાલય અને મલંગઢ, શહાપુર તાલુકામાં તાનસા તળાવ અને થળઘાટના ડુંગરો-માંથી કોરીને કાઢેલી રેલ્વે (બોગદું) એ આ જિલ્લામાં જોવા જેવાં સ્થળો છે.

---

# ભાગ બીજો

## પ્રવાસ વર્ણન-સફર પહેલી

હમણાં સુધી તમને નકશાની મદદથી થાણા જિલ્લાની સામાન્ય માહિતી પુષ્કળ થઇ છે. આ જિલ્લાના પૂર્વ ભાગમાંથી જી-આઈ-પી-રેલ્વે અને પશ્ચિમ ભાગમાંથી બી. બી. સી. આઇ. રેલ્વે ગયેલી છે. મધ્ય ભાગમાં બળદ ગાડીની સડકો આવેલી છે, તેથી મુસાફરીની સગવડ

ઘણીજ ઉત્તમ છે. આપણે પણ આ જિલ્લામાં મુસાફરી કરી જોવા જેવાં સ્થળો, લોકોના રીતરિવાજો, વેપાર રોજગાર અને હુન્નર ઉદ્યોગ વગેરેની માહિતી મેળવીએ. પહેલાં આપણે જિલ્લાનાં મુખ્ય ઠેકાણે જઇએ.

**થાણાઃ**—જિલ્લાનું મુખ્ય શહેર છે. અહીં જિલ્લાના અધિકારી કલેકટર સાહેબની કચેરી છે. એ ઠેકાણું આપણા ગામડાનાં પ્રમાણમાં ઘણું મોટું છે, માટે એને શહેર કહે છે. આ શહેરના રસ્તા મોટા અને પહોળા છે. રસ્તાની બંને બાજુએ મોટાં ઉંચાં સુંદર ઘરો હારબંધ આવેલાં છે. રાત્રે પ્રકાશ માટે ઠેકાણે ઠેકાણે બત્તીની સગવડ કરેલી જોવામાં આવે છે. બજારમાં જાત જાતના માલની મોટી મોટી દુકાનો આવેલી છે. શાકભાજીના વેચાણ માટે ખાસ સ્વતંત્ર મારકીટ છે, તેમાં દરરોજ ઘણી જાતની તાજી શાકભાજી વેચાવા આવે છે. બજારમાં માણસો, ટાંગા, મોટરો વગેરેની પુષ્કળ ધમાલ ઉડી રહેલી દેખાય છે. અહીંઆં ઘણું કરીને કોઇ નિરૂદ્યમી જોવામાં આવતું નથી. જે તે પોતપોતાના ધંધામાં રોકાએલા રહે છે. અહીં એક સરકારી હાઇસ્કૂલ અને ત્રણ મોટાં ધર્માદા દવાખાનાં છે. પાણીને માટે ઠેકઠેકાણે નળોની સગવડ કરેલી જોવામાં આવે છે. એવા મોટા શહેરમાં વ્યવસ્થા રાખવા માટે એક મંડળ હોય છે તેને મ્યુનિસિપલ કમિટિ કહે છે. એ કમિટિ શહેરમાં વસનારા લોકો પાસેથી ઘરવેરો, જગાત વગેરે કર વસુલ કરીને તે પૈસા વડે શહેરની વ્યવસ્થા, આરોગ્ય, સ્વચ્છતા, શિક્ષણ, દિવાબત્તી વગેરેની

તજવીજ રાખે છે. આ જુઓ, અહીં એક મજબુત જુનો ભોંયકોટ કિલ્લો છે. શત્રુ નુકશાન ન કરે એવા ઇરાદાથી આસપાસ મજબુત ઉંચો કોટ બાંધી બંદોબસ્ત કરેલો હોય છે તે જગાને કિલ્લો કહે છે. જમીન ઉપર બાંધેલા કિલ્લાને ભોંયકોટ કહે છે. ચોરી, મારામારી વગેરે ગુના કરવાથી શિક્ષા પામેલા કેદીઓને અંદર રાખેલા છે. આપણા ગામડાંના પ્રમાણમાં આ શહેર ઘણું મોટું અને સુંદર છે.

નૌપાડાઃ—અહીં શેઠ નરોત્તમદાસ માધવદાસ એમણે ગાંડા લોકોને માટે ઇસ્પીટાલ બાંધેલી છે, તેમાં ગાંડા લોકોને ઔષધોપચાર કરીને સારા કરે છે.

## સફર બીજી.

હવે આપણે પૂર્વ તરફનો જંગલવાળો પ્રદેશ જોવા જઇએ. આ જંગલવાળો પ્રદેશ ઉંચો હોવાથી એ ભાગમાં શિઆળામાં ટાઢ વધારે પડે છે. ગામો દુર દુર આવેલાં છે, દુકાનો જુજ છે. આપણે પણ મુસાફરીમાં જોઇતો સામાન જેવો કે-ગરમ કપડાં, થોડું ઘણું સુકું પાકું ખાવાનું ખર્ચ માટે જોઇતા પૈસા અને થાણા જિલ્લાનો નકશો એટલી ચીજો સાથે લેવાની જરૂર છે. કારણ કે એ ભાગમાં દુકાનો નહિ જેવી હોવાથી જોઇએ તે વખતે સામાન મળવાનો સંભવ નથી. ચાલો, આ જુઓ થાણા સ્ટેશન હવે આપણે નાશીક તરફ જનારી ગાડીમાં બેસીએ. આપણી ગાડી થાણાની ખાડી મૂકી આગળ આવી. નકશામાં થાણાની ખાડી જુઓ. અહીંથી આગળ કલ્યાણ સુધીના પ્રવાહને

કલ્યાણની ખાડી કહે છે. ભાતસા અને કાળુ નદી અહીંઆ મળે છે. નદી જયાં આગળ દરીઆને મળે તે જગ્યાને નદીનું મુખ કહે છે-નદીનાં મુખવાટે દરિઆના ભરતીનું પાણી નદીમાં જયાંસુધી જાય છે તેટલા ભાગને ખાડી કહે છે. અરે! આ સામે જુઓ. કેવડો મોટો ઉંચો ડુંગર આડો પડેલો દેખાય છે! હવે આપણી ગાડી આ ડુંગર ઉપરથી કેવી રીતે જશે? આ જુઓ, ડુંગર પાસે આવ્યો. એને પારસિકનો ડુંગર કહે છે. આ ડુંગરને કોરીને તેમાંથી આગગાડીનો રસ્તો કરેલો હોય છે. એને બોગદું કહે છે.



પારસીકનું બોગદું.

તે જુઓ, તેમાંથી બીજી ગાડી એકદમ કેવી બહાર આવી! એ આપણને જોવાની મોટી ગમત પડી. હવે આપણી ગાડી એ બોગદાંમાંથી પેલી તરફ ચાલી.

કલ્યાણઃ—એ રેલ્વેનું મોટું સ્ટેશન છે. એ શહેર મુસલમાની રાજ્ય વખતથી પ્રસિદ્ધ છે. તે વખતે એ એક મોટા સુબાનું મુખ્ય ઠેકાણું હતું. શહેરનાં ઘરો અને વાડા ઘણા જુના દેખાય છે, તે ઉપરથી એ ઘણું જુનું શહેર હશે એમ લાગે છે. ઉલ્હાસ નદી ઉપરનો આ મોટો પૂલ જુઓ. એ ઉપરથી ભિવંડી તરફ સડક ગએલી છે. અહીંથી રેલ્વેના બે ફાંટા થએલા છે માટે એને જંકશન કહે છે. એક ફાંટો નાશીક તરફ અને બીજો પુના તરફ જાય છે. આપણે નાશીક તરફની ગાડીમાં બેસી શહાપુર તાલુકામાં જઇએ. આ તાલુકામાં થઇને જતાં રેલ્વેની બંને બાજુએ એક સરખાં જંગલો અને ડુંગરો દેખાય છે. વચ્ચે વચ્ચે નાનાં નાનાં ગામડાંઓ નજરે પડે છે. મોટી વસ્તીનું એક પણ ગામ દેખાતું નથી. દરેક સ્ટેશન પર ઇમારતી લાકડાં અને કોલસાના મોટા મોટા ઢગો જોવામાં આવે છે. બાળવાનાં લાકડાં રેલ્વે રસ્તે મોકલવામાં ખર્ચ વધારે પડતો હોવાથી તેના કોલસા બનાવીને તે બહારગામ રવાના કરવામાં આવે છે.

માહુલીનો કિલ્લોઃ—આસનગામ સ્ટેશનથી પશ્ચિમમાં ચાર માઇલ ઉપર માહુલીનો ઉંચો ડુંગર દેખાય છે; તે જુઓ.



માહુલીનો કિલ્લો.

એના ઉપર કિલ્લો છે. આ ઠેકાણું પેશ્વાના વખતમાં ઘણું પ્રસિધ્ધ હતું કિલ્લા પર જતાં સાગનું જંગલ આવે છે. સાગનું લાકડું ટકાઉ અને સફાઈદાર હોય છે, માટે તે ઘર બાંધવાનાં કામમાં આવે છે. હાલ ઉનાળો હોવાથી સાગનાં પાંદડાં ખરી પડેલાં છે, તેથી તમને આ મોટાં મોટાં ઝાડો સુકાઇને મરી ગએલા જેવાં લાગતાં હશે; પરંતુ તમે જો ચોમાસામાં અહીં આવશો ને જોશો તો એજ ઝાડો પાંદડાંથી ભરેલાં લીલાંછમ દેખાશે. વળી ઘાસ, વેલા વગેરે વધીને અંદર ફરી પણ ન શકાય એવું ભયંકર ખીચોખીચ જંગલ બનેલું જોશો. તેમાં વરૂ, ડુક્કર, મોર, વગેરે જંગલી પશુ પક્ષીઓનાં ટોળેટોળાં આમતેમ આનંદે ફરતાં દેખાશે. વચ્ચે વચ્ચે લીલી કુંપળોવાળાં મહુડાંનાં ઝાડો

દેખાય છે. આ ઝાડનાં ફુલમાંથી દારૂ બનાવવામાં આવે છે. બીમાંથી તેલ કાઢે છે તે ખાવાનાં કામમાં આવે છે. આ સીસમનાં ઝાડો જુઓ. એનું લાકડું કાળા રંગનું હોય છે, એનું ખુરસી, ટેબલ, પલંગ, કબાટ વગેરે ફરનીચર બને છે આ ખેરનાં ઝાડો જુઓ. આ ઝાડનું લાકડું રતાશ પડતું હોય છે એ પાણીમાં અથવા જમીનમાં કહોતું નથી. તેથી પાણીમાં બાંધકામ કરવા માટે એનો ઉપયોગ કરે છે. ખેરનાં લાકડાંમાંથી પાનમાં ખાવાનો કાથો બનાવે છે. સીસમ અને ખેરનું લાકડું પાણીમાં ડુબે છે. બીજા કોઇપણ જાતનું લાકડું પાણીમાં ડુબતું નથી.

શાહાપુરઃ—એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. ગામ સ્ટેશનથી પૂર્વમાં દોઢ માઇલ દૂર છે. અહીંની ગંગાનું રમણીય સ્થાન જુઓ.



શાહાપુરની ગંગા.

આપણે પણ અહીંની ગંગામાં નાહી લઇ, ખાઇ લઈએ.

**તાનસા તળાવ:**—આ તળાવ આટગામ સ્ટેશનથી પશ્ચિમમાં આઠ માઇલ ઉપર, અઘઇ ગામ પાસે તાનસા નદીમાં જબરજસ્ત બાંધ બાંધી, મુંબઈ મ્યુનિસિપાલિટિએ તૈયાર કરેલું છે.



તાનસા તળાવ.

ચારે બાજુએ જમીન અને વચ્ચે પાણીનો મોટો જથો હોય છે તેને તળાવ કહે છે. નકશામાં તાનસા નદીનું મૂળ જુઓ. નદી જે ઠેકાણેથી નીકળે છે તેને નદીનું મૂળ કહે છે. ચાર બાજુએ જંગલ તથા ડુંગરો અને વચ્ચે આ પાણીનું મોટું તળાવ. એ દેખાવ અતિશય રમણીય અને આનંદ ઉપજાવે છે, અને પરમેશ્વરની નવાઇ ઉપજાવે એવી કૃતિનું ભાન થાય છે.

**કસારાઃ**—આ ઠેકાણું સહ્યાદ્રિ પર્વત પર હોવાને લીધે ઘણું ઉંચુ આવેલું છે. ડુંગર ઘણો ઉંચો અને લાંબો પથરાએલો હોય તેને પર્વત કહે છે. અહીંથી આજુબાજુનો પ્રદેશ કેટલો નીચો દેખાય છે. પર્વતની ઉંચી ઉંચી ટોચો, ઢાળ પડતી બાજુઓ અને તેમાં જંગલ આ બધું જોતાંજ પરમેશ્વરની નવાઇ પમાડે એવી બનાવટનું ભાન થાય છે. એ પર્વતની બાજુઓમાં અગવડ જગ્યાએ મધમાખીઓ મધપુડો બનાવે છે તેમાંથી મધ અને મીણ કાઢી અહીં રહેનારા ઠાકૂર લોકો બજારમાં વેચવા માટે લાવે છે. એ બને ચીજો ઔષધમાં ઘણી ઉપયોગી છે. આ સામે ઠાકુર જાતિના લોકો ઉભેલા છે તે જુઓ.



ઠાકુર લોક

એ લોકોની રહેણી સાદી છે. એ લોકો સાચા અને ઇમાની હોય છે, અને બનતાં સુધી જુઠું બોલતા નથી. એ લોકો ચોમાસામાં ખેતીની મજુરી અને બીજી રૂતુમાં જંગલનાં ભાડાં કરી ગુજરાન ચલાવે છે. એ લોકો અભણ છે. હવે આપણી ગાડી સહ્યાદ્રિ પરથી થળઘાટના બોગદાં પાસે આવી. આ જુઓ, મોટા મોટા ડુંગરો કોરીને તેમાંથી આગગાડીનો રસ્તો આગળ નાશીક જિલ્લામાં લીધેલો છે. એવાં બોગદાં સુમારે ૨૦–૨૫ છે. એમાથી આગગાડી પસાર થતાં અંધારૂં પડે છે, માટે દિવસે પણ ગાડીમાં દિવા સળગાવે છે. અહીં આપણા જિલ્લાની હદ પુરી થઇ. આપણી આ મુસાફરી ઘણી મઝાની થઇ, એ મુસાફરીમાં આપણે ઘણા સુંદર દેખાવો જોયા. જુદી જુદી જાતનાં પાણી અને વનસ્પતિ જોયાં અને તેનો ઉપયોગ પણ જાણવામાં આવ્યો. અહી આપણે થોડો વખત આરામ લઈ પછી ખાઇ લઇએ અને પાછા કલ્યાણ જઇએ.

## સફર ત્રીજી

હવે આપણે પુના તરફ જનારી ગાડીમાં બેસી કલ્યાણ તાલુકો જોઈએ.

અંબરનાથ:—અહીં શંકરનું સ્વયંભૂ સ્થાન છે. મહાશિવરાત્રિને દિવસે મોટી જાત્રા ભરાય છે. અહીં એમોનિયમ સલ્ફેટ અને હાડકાં દળવાની મીલો છે, તેમજ ઉનનાં અને મીણકાપડ બનાવવાની મીલો છે; અને દિવાસળી બનાવવાનું કારખાનું છે.

**જાંભૂળઃ**—બદલાપુર સ્ટેશનથી ત્રણ માઇલ ઉપર છે. અહીં એક ખેતીવાડીની નિશાળ છે. વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપી મફત શીખવવામાં આવે છે, નિશાળની સાથે બોર્ડીંગની પણ ગોઠવણ કરેલી છે. અહીંની નિશાળ માં શીખીને તૈયાર થએલા વિદ્યાર્થીઓ ખેતીમાં સારો સુધારો કરી જાણે છે. શહાપુર અને કલ્યાણ બંને તાલુકા જંગલવાળા છે. આ તાલુકાઓમાં ઉનાળામાં પાણીની તાણ પડે છે, તેથી શાકભાજી થતાં નથી. ચોમાસામાં વરસાદ વધારે પડે છે, તેથી ભાત ઘણું પાકે છે. હવે આપણે આ જંગલવાળા તાલુકા છોડી મુંબઇ જનારી ગાડીમાં બેસી પાછા થાણે જઇએ.

## સફર ચોથી

હવે આપણે કલ્યાણ તાલુકો છોડી સાષ્ટી તાલુકામાં આવ્યા. આ તાલુકામાં જંગલ ઓછું, પ્રદેશ સપાટ, વસ્તી ઘાડી, ઠેકઠેકાણે મોટા મોટા બંગલા અને રસ્તાઓ તથા માણસોની; ગાડી, ઘોડા, ટાંગા વગેરેની આવજા અતિશય દેખાય છે. હમણાં સુધી જોએલા જંગલવાળા તાલુકા કરતાં આ પ્રદેશની શોભા ઓરજ છે.

**કુર્લાઃ**—ઘાડી વસ્તીનું શહેર છે, માટે અહીં મ્યુનિસિપાલિટિ છે. સુતરાઉ કાપડ વણવાની બે મોટી મીલો છે તે જુઓ. એમાં લોખંડી નિર્જીવ સંચાઓ કપાસમાંથી સુતર કાઢી ભૂલ વગરનું ઉત્તમ કાપડ વણે છે, એ જોઇ નવાઇ લાગે છે. સંચાઓ શોધનારને ધન્ય છે!

**દાદરઃ**—આ શહેર મુંબઇ બેટમાં આવેલું છે. અહીં મોટી મોટી ઇમારતો અને મોટા મોટા રસ્તા છે રસ્તા પર

આવનાર જનાર લોકો, ગાડી, ખટારા, મોટર વગેરેની કેટલી બધી ભીડ દેખાય છે ! તેમાંથી આગળ જવાને રસ્તો પણ મળી શકે એમ નથી. ચાલો, આપણે પશ્ચિમ તરફના બી. બી. સી. આઈ. રેલ્વેના દાદર સ્ટેશનથી ગાડીમાં બેસી આગળ જઈએ.

વાંદરાઃ—અહીંઆં મુંબઈ બેટની હદ પુરી થઈ અને સાષ્ટી બેટની હદ શરૂ થઇ. આ શહેર દરિઆ કિનારે આવેલું છે અને ચારેગમથી ખુલ્લું છે માટે અહીંની હવા સારી છે. અહીંઆં ગામડાંના કરતાં કેટલી બધી સગવડ છે. જુઓ, ઘેર ઘેર પાણીના નળ, પહોળા અને સ્વચ્છ રસ્તા, રસ્તા પર ગ્યાસની બત્તીઓ, ભાડુતોને માટે બાંધેલાં સુંદર ઘરો, ભાડુતી ગાડીઓ, વિકટોરિઆ, મોટરો, દરેક સામાન મળી શકે એવી મોટી મોટી દુકાનો. મોટી મોટી નિશાળો, દવાખાનાં, અનેક જાતનાં ઉદ્યોગો વગેરે. આવી જાતની સગવડો ગામડાંમાં હોતી નથી; અને તેટલા માટે અહીં મોટા મોટા યુરોપીઅન ઓફિસરો અને શ્રીમંત લોકો રહે છે. મહેનતુ માણસોને પૈસા કમાવાની તક મળે છે. ગરીબ લોકોને ભણવાનું અહીં સહેલું પડે છે. અહીંની મ્યુનિસિપાલિટિએ પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીઆત કરેલું છે. સુધરેલા લોકો રહેતા હોવાથી વ્યવસ્થા અને સ્વચ્છતા સારી જોવામાં આવે છે. એવા એવા પુષ્કળ ફાયદા છે. ઉપર ગણાવેલા ફાયદા સાથે સાથે જ કેટલીક ઉણપ પણ દેખાઇ આવે છે. જેવી કે, ઘરો પાસે પાસે અને વસ્તી ગીચ હોવાથી હવા ખરાબ રહે છે. ચાની હોટલો, નાટક, સીનેમા, ઇત્યાદિ ગમતનાં અને મોજશોખનાં

સાધનો હોવાથી પુષ્કળ પૈસા ખર્ચ થાય છે; માટે શહેરમાં રહેનારા લોકોએ ખરાબ હવા અને મોજશોખના ખર્ચથી સંભાળીને રહેવાની જરૂર છે. આપણે પશ્ચિમ બાજુની ટેકરીપર ચઢીએ. અહીંથી શહેરનો અને સમુદ્રનો દેખાવ કેવો સુંદર લાગે છે! કેવડો મોટો અગાધ અને ભયંકર સમુદ્ર આ! એ અરબસ્તાન દેશ સુધી ગએલો છે. માટે એને અરબી સમુદ્ર કહે છે. ચાલો, આપણે પાછા આગગાડીમાં બેસી આગળ જઈએ. આ ભાગમાં રેલ્વેની બંને બાજુએ મોટી મોટી કલમી આંબાની વાડીઓ આવે છે. વચ્ચે વચ્ચે પડતર જમીનમાં ઉંચાં ઉંચાં તાડનાં ઝાડો નજરે પડે છે. દરિઆ કિનારે નાળિએરની મોટી મોટી વાડીઓ દેખાય છે. નાળિએરનાં ઝાડને સમુદ્ર કિનારો માફક હોય છે. તાડ અને નાળિએરી એ બંને એકજ વર્ગનાં ઝાડો છે.

**કાન્હેરી:**—આ ઠેકાણું બોરીવલી સ્ટેશનથી પૂર્વમાં ચાર માઈલ ઉપર ડુંગરમાં આવેલું છે. આ જુઓ, ડુંગરને કોરીને તેમાં મોટાં ઘરો જેવા નકશીદાર ઓરડા અને ચિત્રો વગેરે બનાવેલાં હોય છે, તેને ગુફા કહે છે. આ ગુફામાં જુદા જુદા ૧૦૦ ઓરડાઓ ડુંગરને કોરીને બનાવેલા છે. કાન્હા (કૃષ્ણ) તેનો ગિરિ (પર્વત) એટલે કાન્હાગિરિ અથવા કાન્હેરી એવું એનું નામ પડેલું છે.

**ભાઈંદર:**—આ જુઓ, પશ્ચિમ તરફ શાઇ અને ઉત્તર તરફ ખાડી, પેલી તરફ વસઈ સુધી મીઠાના અગરો

છે. અહીં વહાણો રાખવા માટે ખાડીના કાંઠા ઉપર ધક્કો બાંધેલો છે. આ વખતે ભરતી ચઢવા માંડેલી હોવાથી પાણી વધતું જાય છે, અને તેને લીધે ધક્કો પાણીમાં ડૂબી ગએલો છે. દરરોજ ચંદ્ર ઉગે ત્યારે અને આથમે ત્યારે દરિઆનું પાણી ચઢે છે તેને ભરતી કહે છે. ત્યાર પછી વધેલું પાણી ધીમે ધીમે ઉતરી જાય છે તેને ઓટ કહે છે. ઓટ થતાં આ ધક્કો ઉઘાડો પડશે તે જુઓ, સામેથી મીઠાંની ગુણો ભરીને વહાણો આવતાં દેખાય છે, એ થોડા વખતમાં ધક્કા પાસે આવી પહોંચશે. પણે માલ-ગાડી ઉભેલી છે. તેમાં એ ગુણો ભરાઈને રવાના થશે. એ પ્રમાણે દરરોજ હજારો ગુણ મીઠું દૂરના દેશોમાં રવાના થાય છે. આ પશ્ચિમે દરિઆથી પૂર્વમાં થાણા સુધી પાણીનો મોટો પ્રવાહ જણાય છે એને વસઇની ખાડી કહે છે. નકશામાં જુઓ, વસઈની ખાડી, થાણાની ખાડી અને કલ્યાણની ખાડીનો સંગમ કેવો મજેદાર લાગે છે! આવી પુષ્કળ ખાડીઓ જે પ્રદેશમાં હોય તે પ્રદેશમાં વહાણોથી માલ લાવવા લઇ જવાનો ખર્ચ ઓછો પડતો હોવાથી વેપાર સારો ચાલે છે. આ જુઓ, ખાડી ઉપર કેવડો મોટો મજબુત પૂલ બાંધેલો છે, અને તે ઉપરથી પેલી ગાડી કેવી ધીમે ધીમે આવે છે.



ભાઈંદરનો પૂલ.

ચાલો, હવે આપણે મીઠાના અગરમાં જઈ મીઠું કેવી રીતે પકવે છે તે જોઈએ. આ મીઠાનો અગર છે. તમારી સામે પાણીનો મોટો સંગ્રહ કરી રાખેલો દેખાય છે



મીઠાનો અગર.

એને ખજાનો કહે છે. અમાસ અને પૂનેમ ઉપર ભરતીનાં પાણી ખૂબ વધે છે તેને ઉધાન કહે છે. તે વખતે આ ખજાનામાં પાણી ભરી લે છે. એ ખજાનાની પેલી તરફ નીચાણમાં ચોરસ કયારા કરેલા દેખાય છે. ખજાનામાંથી એ કયારામાં જોઈએ તે પ્રમાણમાં પાણી ભરી લે છે. એ પાણી સૂર્યના તાપથી સુકાઇને પાંચ છ દિવસમાં એ કયારામાં મીઠાના ગાંગડા બંધાઇ જાય છે. એ પ્રમાણે તૈયાર થએલું મીઠું પેલો માણસ એકઠું કરે છે તે જુઓ. પેલી તરફ સરકારકુનની કચેરી છે એ સરકારી માણસ છે, અને મીઠા ઉપરની જગાત વસુલ કરે છે. હવે ચાલો આપણે આ મીઠાનો અને કલમી આંબાનો તાલુકો છોડી વસઇ તાલુકામાં જઇએ.

પાણજું બેટઃ—પૂલ ઉપરથી આગળ આવ્યા એટલે આ બેટ આવ્યો. એ પાણજું બેટ છે. ચારે બાજુ પાણી અને વચ્ચે જમીન હોય તેને બેટ કહે છે. આ બેટની આગળ પેલો વસઇનો પૂલ જુઓ.

વસઈઃ—આ શહેર વસઇ સ્ટેશનથી ચાર માઇલ ઉપર આવેલું છે. અહીંઆં પોર્ટુગીઝના વખતનો મોટો જબરો ભોંયકોટ કિલ્લો છે. પોર્ટુગીઝ લોકો અહીંઆં રહીને આજુબાજુના હિંદુ લોકોને વટલાવતા અને ઘણો



વસઇનો કિલ્લો

જુલમ કરતા તેથી પહેલા બાજીરાવ પેશ્વાના ભાઇ ચીમનાજી આપ્પાએ લડાઇ કરી આ કિલ્લો કબજે કર્યો અને પોર્ટુ-ગીઝ લોકોને હાંકી કાઢયા. હાલ એ કિલ્લો ભાંગીતુટી હાલ-તમાં છે. કિલ્લાની બહાર બંદર છે તેને માંડવી બંદર કહે છે. અહીં વહાણો રાખવા માટે ધક્કો બાંધેલો છે. સમુદ્ર અથવા ખાડીને કાંઠે વહાણો રાખવાની ઉત્તમ સગવડ કરેલી હોય છે તેને બંદર કહે છે. અહીંનાં લાલ કેળાં અને ખાવાનાં પાન વખણાય છે. આપણે પણ થોડાં લાલ કેળાં ખરીદી લઈએ.

નિર્મળ:—આ જાત્રાનું ઠેકાણું સોપારા સ્ટેશનથી ચાર માઇલ ઉપર છે અહીં સંકેશ્વર મઠના શંકરાચાર્ય શ્રી વિદ્યાશંકર ભારતીની સમાધી છે. અહીં કારતક

વદ ૧૧ને દિવસે મોટી જાત્રા ભરાય છે. ચાલો, પેલો પુજારી ઉભા છે, તેને અહીંની હકીકત પુછી આપણે વાકેફ



નર્મદાની સમાધી.

થઇએ. આ ઠેકાણું ઉંચી ટેકરી પર આવેલું હોવાથી અહીંથી ચારે બાજુએ કાંદા, બટાટા, કોબી, આલકોલ, શેરડી અને કેળાંના વાડીઓ એક સરખી નજરે પડે છે. અહીંથી આપણે થોડી શેરડી વેચાતી લઇ આગળ ચાલીએ.

આગાશીઃ—આ ગામ વિરાર સ્ટેશનથી ત્રણ માઇલ ઉપર છે. અહીંઆં બાગાયતી પાક પુષ્કળ થાય છે. સડકની બંને તરફ ખેતરોમાં માંડવા દેખાય છે, તે કેળાં સુકવવા માટે બાંધેલા છે. રાજેળી નામે એક ટકાઉ કેળાંની જાત થાય છે તે પાકે એટલે તેને સુકવીને સુકેળાં કરે છે. આ

જાતનો મેવો બીજે કોઈપણ ઠેકાણે થતો નથી. આ બસરાઈ કેળાંની જાત જુઓ, ઘણીજ ઠીંગણી છે. એનાં લીલાં કેળાં પણ ઘણા દિવસ ટકે છે, તે માટે આપણે પણ થોડાં સુકેળાં અને બસરાઇ કેળાં ઘેર લઇ જવા માટે ખરીદી લઇ આગળ જઈએ.

અરનાળાઃ—આ ગામ આગાશીથી બે માઇલ ઉપર દરિઆ કિનારે આવેલું છે. આગાશીની પેઠે અહીં પણ પુષ્કળ બાગાયતી પેદાશ થાય છે. અહીં નાળિએરની વાડીઓ છે, ત્યાંથી પાણી પીવા માટે કુમળાં નાળિએર લઇએ. કુમળાં નાળિએરનું પાણી ઘણું સરસ લાગે છે. આ જુઓ, દરિઆમાં સુરક્ષિત મજબુત કિલ્લો દેખાય છે. સમુદ્રમાં બાંધેલા કિલ્લાને જંજીરો કહે છે. કિલ્લાની બહાર ૬૦-૭૦ કોળી લોકોનાં ઘરો છે. એની ચારે બાજુએ



અરનાળાનો કિલ્લો.

ખારૂં પાણી હોવાથી ત્યાંની વસ્તીને પુરૂં પડે, એટલા મીઠા પાણીનો સંગ્રહ ત્યાંજ કરેલો હોય છે. આ કિલ્લા ઉપરથી દરિઆનો દેખાવ કેવો મઝાનો દેખાય છે! એ જોઇને આપણે પાછા વિરાર સ્ટેશન પર આવીએ.

વિરારઃ—અહીં શનિવારે બજાર ભરાય છે. પુર્વ તરફના ડુંગરમાં જીવદાની દેવીનું સ્થાનક છે. અહીં ભાવિક લોકો દર મંગળવારે માનતા ચઢાવવા જાય છે. અહીં ખડકમાં એક ઉંડું બાકોરૂં છે, તેમાં ભાવિક લોકો પૈસા નાંખે છે. આવા ભાવિકપણાથી આજ સુધીમાં કેટલાએ રૂપીઆના પૈસા એમાં ગડપ થઇ ગયા હશે! હવે આપણે વસઇ સ્ટેશન પર આવીએ. વસઇથી અરનાળા સુધી આપણે કેટલાં બધાં બાગાયતી પાકનાં ખેતરો જોયાં. અહીંના જેટલો બાગાયતી પાક થાણા જિલ્લાના બીજા કોઇપણ ભાગમાં થતો નથી.

## સફર પાંચમી.

હવે આપણે મધ્ય ભાગનો પ્રદેશ જોવા માટે વસઇ સ્ટેશનથી સડકને રસ્તે ભિંવડી તાલુકામાં જઇએ. આ ભાગમાં આપણને પાછા ડુંગરો અને જંગલો દેખાવા લાગ્યાં પણ તે પૂર્વ તરફના ભાગ કરતાં ઓછાં છે. પૂર્વ ભાગ કરતાં આ ભાગમાં ભાત પુષ્કળ પાકે છે. જમણીમેર તુંગારનો ઉંચો ડુંગર દેખાય છે. અહીં શંકરનું એક જુનું દેવાલય છે. આ ઠેકાણું ઘણી ઉંચાઇએ આવેલું હોવાથી અહીંની હવા ઠંડી છે.

વજ્રાબાઇઃ—આ વજ્રાબાઇ દેવીનું મંદીર જુઓ.



## વજ્રાબાઈ દેવીનું મંદિર.

એ કેટલું બધું ઉંચું અને મજબુત છે! દેવીનાં નામ ઉપરથી ગામનું પણ એજ નામ પડેલું છે. અહીં પાસેજ ગણેશપુરી અને આકલોલીમાં ઉના પાણીના ઝરા છે. અહીં ચૈત્ર વદ અમાસને દિવસે જાત્રા ભરાય છે આપણે પણ અહીં નાહી લઈ દેવીનાં દર્શન કરી ખાઈ લઈએ.

ભિંવડીઃ—એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં ચોખાની મીલો છે. અહીંઆં સ્ત્રીઓને પહેરવાનાં લુગડાં સારાં થાય છે. અહીંનાં જંગલોમાંથી હરડાં મળે છે, તે દવા અને રંગના ઉપયોગમાં આવે છે. હરડાંની છાલ અને લોખંડી ખીલાને માટીનાં વાસણમાં પાણી નાંખી ઉકાળીએ અને પાંચ છ દિવસ કોહવા દઈએ, તો ઉત્તમ કાળી

આહી બને છે. આ મધ્ય ભાગના પ્રદેશમાં પૂર્વ તરફના ડુંગરાળ પ્રદેશ કરતાં વસ્તી, ઉદ્યોગ ધંધો, વેપાર અને મુસાફરીનાં સાધનો વધારે છે. હવે આપણે પાછા સડક રસ્તે વસઇ સ્ટેશને જઇએ.

## સફર છઠ્ઠી.

હવે આપણે આ કેળાંનો વસઇ તાલુકો છોડી આગળ પાલઘર તાલુકામાં જઇએ. રસ્તામાં વૈતરણા નદી ઉપર આગગાડીનો પૂલ આવે છે. આ પૂલ ભાઇંદરના પૂલ કરતાં થોડો નાનો છે. આ પૂલ ઉપરથી વૈતરણા નદીની શોભા ઘણી સુરસ લાગે છે. આ તાલુકામાં રેલ્વેની બંને બાજુએ મોટાં મોટાં ઘાસનાં ખેતરો દેખાય છે. દરેક સ્ટેશન ઉપર ઘાસની ગાંસડીના મોટા મોટા ઢગો પડેલા નજરે પડે છે. પ્રેસવડે લોખંડી તારથી ઘાસની ગાંસડીઓ બાંધવાનું કામ ચાલુ છે. રેલ્વે રસ્તે હરરોજ હજારો ગાંસડી દૂરના દેશોમાં રવાના થાય છે.

પાલઘરઃ—એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. આ તાલુકામાં ભાત કરતાં ઘાસની પેદાશ વધારે છે. પેલા વસઈ અને પાલઘર તાલુકામાં રહેનારા જંગલના વારલી જાતિના લોકો ઉભેલા છે. એ લોકોની રહેણી સાદી છે, પરંતુ એ



વારલી લોક.

આળસુ પ્રજા છે. એ લોકો ખેતી અને જંગલનાં ભાડાં વગેરેની મજુરી કરી ગુજરાન ચલાવે છે.

માહીમઃ—એ પાલઘરથી પાંચ માઇલ ઉપર છે. એ પહેલાં તાલુકાનું મુખ્ય ઠેકાણું હતું. અહીંઆં બાગાયતી ઉત્પન્ન ઠીક છે. અહીંનાં કેળાં, આદુ અને મરચાં વખણાય છે. અહીંની હવા રોગીષ્ટ હોવાથી વસ્તી દિવસે દિવસે ઘટતી જાય છે. આ માહિમનો તાલુકો છોડી હવે આપણે ડાહાણું તાલુકામાં જઇએ.

ચિંચણુઃ—અહીં કાચની બંગડી બનાવવાનાં કારખાનાં છે.

ડાહાણું:—એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે.

સામટા:—થાણા જિલ્લામાં ઈમારતી લાકડાનું પ્રસિદ્ધ બંદર છે. અહીં દરરોજ હજારો ગાડી લાકડાં આવે જાય છે. બંદર ઉપર લાકડાંના મોટા ઢગના ઢગ જોવામાં આવે છે. અહીંથી દર વર્ષે લાખો રૂપીઆનાં લાકડાં બહાર ગામ જાય છે.

મહાલક્ષ્મી:—આ મહાલક્ષ્મી માતાનું દેવળ જુઓ.



મહાલક્ષ્મીનું મંદિર

દેવીનાં નામ ઉપરથી ગામનું નામ પણ મહાલક્ષ્મી પડેલું છે. અહીં ચૈત્ર શુદ પૂનેમે મોટી જાત્રા ભરાય છે.

હવે આપણે જવ્હાર સંસ્થાનમાં જઇએ. આ પ્રદેશ ઘણા ડુંગરોવાળો અને જંગલવાળો છે. અહીં મોટી વસ્તીનું એક પણ ગામ, બજાર, દુકાન વગેરે દેખાતું નથી. પાણીની તાણ હોવાથી બાગાયતી પેદાશ બીલકુલ નથી.

જવ્હાર:—એ જવ્હાર સંસ્થાની રાજધાની છે. ત્યાં જવા માટે ડાહાણુ સ્ટેશનથી પાકી સડક છે. જે ઠેકાણે રાજા રહેતો હોય, અને રાજ્યનો કારભાર ચાલતો હોય તે ઠેકાણાને રાજધાની કહે છે. આ રાજવાડાનું ચિત્ર જુઓ.



જવ્હારનો રાજવાડો.

આ સૂર્ય તળાવ. એ તળાવનું પાણી ઘણું ચોકખું છે તળાવનું પાણી બગડવા ન પામે તે માટે એક બાજુએ રેંટ રાખી, લોકોને પાણી પીવાની જોગવાઇ કરેલી છે.



સૂર્ય તળાવ.

હવે આપણે પાછા ડાહાણું સ્ટેશન પર જઈ ત્યાંથી આગળ જઈએ.

બોરડીઃ—એ હવા ખાવાનું ઠેકાણું છે. અહીં પારસી લોકોએ રોગીઓને રહેવા માટે હવા ઉજાશવાળાં મકાનો બાંધેલાં છે, તેને સેનેટરીયમ ( આરોગ્યભુવન ) કહે છે. આ તાલુકામાં બાગાયતી પેદાશ ઓછી અને જંગલ વધારે છે. અહીંથી હવે ઉંબરગામ તાલુકાની હદ લાગે છે.

ઉંબરગામઃ—એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં મામલતદારની કચેરી છે.

સંજાણુઃ—પારસી લોક પોતાનો ઇરાન દેશ છોડી હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે પ્રથમ આ બંદરે ઉતર્યા હતા, માટે આ તાલુકામાં તેઓની વસ્તી વધારે છે. ઉંબરગામ

તાલુકામાં જંગલ ઓછું, પ્રદેશ સપાટ અને દરિઓ પાસે હોવાથી અહીંની હવા સારી છે. સારી હવાવાળા આ તાલુકામાં પૂરી આપણે પાછા થાણે જઇએ. આપણી આ ભાગની સર્વ મુસાફરી આગગાડીમાં થઇ, તેને લીધે આપણને બીલકુલ અડચણ ભોગવવી પડી નથી. આગગાડીથી કેટલા બધા ફાયદા છે. તે જુઓ, પ્રવાસ સુખકારક અને નિયમિતપણે થાય છે. ખર્ચ વધારે પડતો નથી, સામાન પણ જોઇતો સાથે લઈ જવાય છે. કોઇપણ જગ્યાએ રોકાઇ રહેવું પડતું નથી, વેપારની ઉત્તમ સગવડ છે, એ બધા આગગાડીથી ફાયદા છે.



# ભાગ ત્રીજો.

## થાણા જિલ્લાના તાલુકાઓનું વિશેષ વર્ણન.

### ૧. ઉંબરગામ તાલુકો.

**કુદરતી રચનાઃ**—આ તાલુકાનો આકાર સાધારણ ત્રિકોણ છે, એની પશ્ચિમ તરફનો ભાગ સપાટ મેદાન છે. પૂર્વ તરફનો ભાગ ડુંગરાળ હોવાથી ઉંચો છે.

**ડુંગરો અને નદીઓઃ**—ડુંગર—આ તાલુકામાં ઘણા ઉંચા ડુંગરો નથી. વરોળી નદીની ઉત્તરે ઇંદ્રગઢ નામનો એક ઉંચો ડુંગર છે. નદી—વરોળી નદી—એ ઉંબરગામની ખાડીને મળે છે, એને કાંઠે સંજાણ બંદર છે દમણગંગા એ તાલુકાની ઉત્તર હદે વહીને દમણ આગળ અરબી સમુદ્રને

મળે છે. કાળુ—એ તાલુકાના પૂર્વ ભાગ તરફ વહી ઉત્તર હદ પર અરબી સમુદ્રને મળે છે.

**વેપારના માર્ગો**:—બી. બી. સી. આઇ. રેલ્વે આ તાલુકામાં થઇ ઉત્તર તરફ જાય છે, તેનાં અનુક્રમે ઉંબરગામરોડ, સંજાણ, ભિલાડ અને કરંબેલે એ ચાર સ્ટેશનો છે. **બળદ ગાડીના રસ્તાઃ**—એક રસ્તો ઉંબરગામ સ્ટેશનથી નીકળી ઉંબરગામ સુધી ગએલો છે. બીજો નારગોળથી સરોંડા, ખત્તલવાડા અને સંજાણ પર થઇ ગીરગામ સુધી ગએલો છે. ત્રીજો, સંજાણથી પૂર્વમાં ઉદવા સુધી ગએલો છે. એ સિવાય ઉંબરગામની ખાડી વેપારને માટે અને જવા આવવા માટે સોઇસ્કર છે.

**મોટાં ગામો અને પ્રસિદ્ધ ઠેકાણાઃ**—ઉંબરગામ એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં મામલતદાર કચેરી અને કસ્ટમ કચેરી છે. અહીં એક અંગ્રેજી એ. વી. સ્કૂલ છે. સંજાણ–એ ઈમારતી લાકડાનું બંદર છે. મોગલ રાજ્યના વખતમાં આ એક સુબાનું ઠેકાણું હતું. પારસી લોક પોતાનો ઇરાન દેશ છોડી હિંદુસ્તાનમાં આવ્યા, ત્યારે પ્રથમ આ બંદરે ઉતર્યા હતા; તેની યાદગીરીમાં હાલ એક સ્મરણસ્તંભ અહીં ચણવામાં આવેલો છે. આ ગામમાં મુસલમાનોની વસ્તી વધારે છે. ખત્તલવાડા–મોટી વસ્તીનું ગામ છે. શનિવારે બજાર ભરાય છે. અહીંના સુતારો સવારી ગાડી સારી બાંધે છે. અહીં એક ચોખાની મોટી મીલ છે. નારગોળ-આ ગામમાં પારસી લોકોની વસ્તી વધારે છે. અહીં એક ખાનગી હાઇસ્કૂલ અને દવાખાનું છે. આ ગામ

હાલ વિશેષ સુધારા પર આવતું જાય છે. મરોલી-અહીં મીઠું પાકે છે અને સરકારકુનની કચેરી છે. શુક્રવારે બજાર ભરાય છે.

**બીજાં ગામો:**—તડગામ, ફણસા, શિરગામ, સરોંડા, દેહેરી, ઉપલાટ, ઉદવા, વલવાડા વગેરે.

**પોસ્ટનાં ઠેકાણાં:**—ઉંબરગામ, ખત્તલવાડા, નારગોળ, દેહેરી, મરોલી, ફણસા, સંજાણ, સરોંડા, ભીલાડ, તડગામ અને કરંબેલી.

## ૨. ડાહાણું તાલુકો.

**કુદરતી રચના:**—આ તાલુકાનો આકાર સાધારણ ચોખૂણ છે. પશ્ચિમ તરફનો ભાગ સપાટ છે, અને તે દરિઆની સપાટી કરતાં ઘણો ઉંચો નથી; તેને લીધે ભરતીનું પાણી નદીઓમાં ઘણે સુધી જાય છે, તેથી વેપારની સારી સગવડ છે.

**ડુંગરો:**—પશ્ચિમે કૈનાડ, દક્ષિણે મહાલક્ષ્મી અને પૂર્વે ગંભીરગઢ, એ ત્રણ મોટા ડુંગરો આ તાલુકામાં આવેલા છે.

**નદીઓ:**—**વરોળી નદી**-ડાહાણુ તાલુકાના ડુંગરમાંથી નીકળી ઉંબરગામ તાલુકામાં થઈ અરબી સમુદ્રને મળે છે. **સૂર્ય નદી**—દક્ષિણ તરફથી નીકળી પાલઘર તાલુકામાં થઇ વૈતરણા નદીને મળે છે. **કાળુ** અને **દમણગંગા**—આ નદીઓ ડાહાણું તાલુકા તરફથી નીકળી ઉત્તર તરફ ઉંબરગામ તાલુકામાં થઇ અરબી સમુદ્રને મળે છે.

**વેપારના માર્ગો**:—બળદ ગાડીનો એક રસ્તો ડાહાણુંથી નીકળી ગંજાડ, રાનશેત અને મહાલક્ષ્મી ગામોમાં થઇ, જવ્હાર તરફ જાય છે. બી. બી. સી. આઇ. રેલ્વે આ તાલુકામાં થઇ સુરત તરફ ગએલી છે. તેનાં અનુક્રમે વાનગામ, ડાહાણું રોડ અને ઘોલવડ એ ત્રણ સ્ટેશનો છે. ડાહાણુંની અને ચીંચણ તારાપુરની બે મોટી ખાડીઓ છે, તેમાં વહાણો, મછવા વગેરેથી વેપાર ચાલે છે.

**મોટાં ગામો અને પ્રસિદ્ધ ઠેકાણાં**:—**ડાહાણું**-આ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં મામલતદારની કચેરી અને મુન્સફ કોર્ટ છે. એ રેલ્વેનું સ્ટેશન છે, અને દરિયા કિનારે આવેલું હોવાથી બંદર પણ છે. એક સરકારી દવાખાનું છે. **સામટા**-આ ઇમારતી લાકડાનું જાણીતું બંદર, ડાહાણું સ્ટેશનથી પૂર્વમાં ત્રણ માઇલ ઉપર છે. ત્યાં જવા માટે ડાહાણું સ્ટેશનથી સડક છે. **બોરડી**-અહીંની હવા સારી ગણાય છે, તેથી પારસી લોકોએ રોગીઓને રહેવા માટે એક **સેનેટરીયમ** ( આરોગ્ય ભુવન ) બાંધેલું છે. અહીંનાં ચીકુ વખણાય છે. એક હાઇસ્કૂલ છે. **મહાલક્ષ્મી**:- આ ઠેકાણું ડુંગરમાં છે. અહીં મહાલક્ષ્મી માતાનું મોટું મંદિર છે. ચૈત્ર શુદ પુનેમે મોટી જાત્રા ભરાય છે. અહીં જવા માટે ડાહાણું સ્ટેશનથી પાકી સડક છે. **ચિંચણ**- અહીંની બાગાયતી પેદાશ સારી છે. કાચની બંગડી બનાવવાનાં કારખાનાં છે. એ ઉત્તમ બંદર છે. અહીં એક ખાનગી હાઇસ્કૂલ છે.

**પોસ્ટનાં ઠેકાણાં**:—ડાહાણું રોડ, ડાહાણું, ઘોલવડ, સામટાં, બોરડી અને ચીંચણ.

**બીજાં ગામોઃ**—નરપડ, મલ્યાણ, બાડાપોખરણ, ચડીગામ, વરોર, દેહાળે, વેતી, કાસેંબુદ્રુક વગેરે.

# મોખાડા પેટા.

**કુદરતી રચનાઃ**—એનો આકાર લાંબો છે. એનો એક ભાગ જવ્હાર સંસ્થાનની ઉત્તરે છે. તેને **તળાસરી મહાલ** કહે છે. આ પ્રદેશ ડુંગરાળ અને ઉંચાઈપર આવેલો છે, અને જંગલ પુષ્કળ છે,

**ડુંગરો અને નદીઓઃ**—આ પેટાની પૂર્વ હદ પર **સહ્યાદ્રિ** પર્વત છે, તેમાંથી નાશીક જિલ્લા તરફ જવાને માટે **અવંધ્યા ઘાટ** અને **શિરઘાટ** એવા બે રસ્તા છે. **નદી—બિહ્યા—**એ આ પેટામાંથી નીકળી વાડા પાસે વૈતરણા નદીને મળે છે. એ સિવાય બીજી મોટી નદીઓ નથી.

**વેપારના માર્ગોઃ**—બળદગાડીના રસ્તા—એક રસ્તો વાડા પેટામાંથી આવી ખેડાળે ગામપર થઇ શિર-ઘાટમાંથી નાશીક જિલ્લામાં ગએલો છે. બીજો જવ્હાર સંસ્થાનમાંથી આવી ખોડાળે અને પોશરે ગામો પર થઈ નાશીક જિલ્લામાં ગએલો છે. ત્રીજો શહાપુર તાલુકામાંથી આવી કોરેગામ, ઉઘળે, જોગલવાડી અને ખોડાળે ગામો પર થઈ મોખાડા સુધી ગએલો છે.

**મોટાં ગામો અને પ્રસિદ્ધ ઠેકાણાંઃ**—મોખાડા-એ પેટાનું મુખ્ય ઠેકાણું છે. આ પેટામાં અશિક્ષિત જંગલી કોળી લોકોની વસ્તી ઘણી હોવાથી, તેઓનાં શિક્ષણની અગવડને માટે સરકારે અહીંની નિશાળને જોડીને ડાંગરી

લોકોને માટે બોર્ડીંગ કાઢેલી છે. એ લોકોને શીખવાની ઉમેદ આવે માટે સરકાર તરફથી સ્કોલરશીપ, કપડાં, પાટી, ચોપડીઓ વગેરે મફત આપવામાં આવે છે. **ખોડાળે**— અહીંની હવા સારી છે. ચારે બાજુએથી આવતા રસ્તાનું એ નાકું છે. **સુર્યમાળ**—આ ઠેકાણું ઉંચાણપર આવેલું હોવાથી અહીંની હવા સારી છે.

**બીજાં ગામોઃ**—ગોંદેંખુર્દુક, સાખરશેત, વાશાળે, પળસુંદે,, કોશિમશેત, કિનિસ્તે વગેરે.

**પોષ્ટનાં ઠેકાણાંઃ**—મોખાડા અને ખોડાળા.

## ૩. પાલઘર તાલુકો.

**કુદરતી રચનાઃ**—આ તાલુકાનો આકાર સાધારણ ચોખૂણ છે. આ તાલુકાના મધ્ય ભાગમાંથી દક્ષિણોત્તર એક ડુંગરની હાર ગએલી છે. એનો પશ્ચિમ તરફનો પ્રદેશ ઘણો ખરો સપાટ છે અને પૂર્વ તરફનો પ્રદેશ ડુંગરાળ છે. મધ્ય ભાગના ડુંગરની હારની પૂર્વમાં એ હારને સમાંતર સૂર્ય નદી દક્ષિણોત્તર વહે છે. તેથી આ તાલુકાના કુદરતી રીતે બે ભાગ થએલા છે.

**ડુંગરો અને નદીઓઃ**—સૂર્ય નદીની પશ્ચિમના ડુંગરોની હારમાં તાંદુલવાડી અને કાળદુર્ગ નામના બે ડુંગરી કિલ્લા છે. પૂર્વ તરફના ડુંગરોમાં અશેરી નામનો કિલ્લો છે. **નદીઓઃ**—વૈતરણા-એ નાશીક જિલ્લાનાં ત્રંબકેશ્વર પાસેથી નીકળી, આ તાલુકામાં થઇ દક્ષિણ હદ પર અરબી સમુદ્રને મળે છે. **સૂર્યનદીઃ**—એ ડાહાણું તાલુકામાંથી નીકળી આ

તાલુકાના મધ્ય ભાગમાં થઇ, ખાંબળોલી ગામ પાસે વૈતરણા નદીને મળે છે.

**મુખ્ય પાક અને બીજી પેદાશ:**—માહીમ, શિરગામ અને કેળવામાં બાગાયતી પેદાશ કેળાં, નાળિએર, વાલ અને શાકભાજી પુષ્કળ અને સારાં થાય છે. પુર્વ ભાગમાં મુખ્ય પાક ભાતનો છે. એ સિવાય, ચણા, વટાણા, તુવર વગેરે થાય છે. સ્ટેશનની પાસેની જમીન ઘાસને માટે ખાસ રાખી મૂકે છે. તેમાં ઘાસની પેદાશ સારી છે. ઘાસ ઉગાડવા માટે બીલકુલ ખર્ચ કરવો પડતો નથી.

**વેપારના માર્ગો:**—બી. બી. સી. આઇ. રેલ્વે આ તાલુકાના પશ્ચિમ ભાગમાં થઈને જાય છે, તેનાં સફાલા, કેળવારોડ, પાલઘર, અને બોઈસર, એ ચાર સ્ટેશનો છે. એમાંનાં સફાલા, પાલઘર અને બોઇસર એ સ્ટેશનોએ ઘાસનો વેપાર સારો છે. બળદ ગાડીના રસ્તા—એક માહીમ, પાલઘર અને મનોર ગામો પર થઈ વાડા તરફ ગએલો છે. એનોજ એક ફાંટો મનોરથી ડાહાણું તાલુકામાં ગએલો છે. બીજો બોઇસરથી તારાપુર ગએલો છે, અને ત્રીજો, કેળવારોડથી કેળવા તરફ ગએલો છે. જળમાર્ગ—દાંતીવરે, કેળવા, સાતપાટી અને તારાપુરની ખાડીઓમાં વહાણોથી વેપાર ચાલે છે.

**મોટાં ગામો અને પ્રસિદ્ધ ઠેકાણાં:**—માહીમ એ પહેલાં તાલુકાનું મુખ્ય ઠેકાણું હતું. અહીંની હવા રોગીષ્ટ છે. અહીં સરકારી દવાખાનું છે. બાગાયતી પેદાશ સારી થાય છે. અહીંના રાજેળી કેળાં વખણાય છે. કેળવા-આ

ગામમાં આગાશવી પેદાશ સારી છે અને વસ્તી થાડી છે, પરંતુ અહીંની હવા રોગીષ્ટ છે. ચૈત્ર શુદ પૂનેમે શીતળા-દેવીની જાત્રા ભરાય છે.

શિરગામ-આગાયતી ગામ છે. અહીંનો ભોંયકોટ કિલ્લો જોવા જેવો છે. પાલઘર—એ તાલુકાનું મુખ્ય ઠેકાણું અને રેલ્વેનું સ્ટેશન છે. અહીં મામલતદારની કચેરી છે. શુક્રવારે બજાર ભરાય છે. તારાપુર-અહીં પારસી લોકની વસ્તી વધારે છે, કષ્ટમ કચેરી છે, કાચની બંગડી બનાવવાનાં કારખાનાં છે. પોર્ટુગીઝના વખતનો બાંધેલો મજબુત જુનો કિલ્લો છે. મનોર-એ ઇમારતી લાકડાનું બંદર છે. શનિવારે બજાર ભરાય છે, સફાલા-એ રેલ્વે સ્ટેશન છે. અહીં ઘાસનો મોટો વેપાર ચાલે છે. અહીંઆં વૈતરણા નદી ઉપરનો રેલ્વે પૂલ જોવા જેવો છે. સોમવારે બજાર ભરાય છે. બોઇસર-એ રેલ્વે સ્ટેશન છે. ઘાસના વેપાર માટે જાણીતું છે. વાઢીવ -એ દાંતીવરેની ખાડીમાં બેટ છે. કોકણેર -અહીં ઉના પાણીના ઝરા છે. મહાશિવરાત્રિ ઉપર જાત્રા ભરાય છે.

બીજાં ગામો:—ટેંમાડે, પોફરણ, આલેવાડી, મુરબે ખારેકુરણ, દાંતીવરે, તાંદુલવાડી, પારગામ વગેરે.

પોસ્ટનાં ઠેકાણાં:—માહીમ, પાલઘર, શિરગામ, સફાલા, મનોર, એડવણ, બોઈસર અને તારાપુર.

## વાડા પેટો.

કુદરતી રચના:—મોખાડા પેટા સાથે આ પેટાનો આકાર માણસનાં પગલાં જેવો છે. આ પેટામાં સર્વત્ર

જંગલ છે, અને પ્રદેશ ડુંગરાળ છે. પૂર્વ તરફના ભાગમાં સહ્યાદ્રિના ફાંટાઓ આવેલા હોવાથી તે પ્રદેશ ઉંચો છે. ઘણોખરો ભાગ ડુંગરાળ હોવાથી વસ્તી ઓછી અને મોટાં ગામો પણ જુજ છે વૈતરણા નદી આ પેટાના મધ્ય ભાગમાં થઇને વહે છે, તેનો આજુબાજુનો ભાગ ખેતીને લાયક હોવાથી એ ભાગમાં વસ્તી વધારે છે.

**ડુંગરો અને નદીઓઃ**—ઉત્તરે ઈદગામનો અને દક્ષિણે દાવજાનો એ બે મોટા ડુંગરો છે. **નદીઓ—વૈતરણા**—એ નાશીક જિલ્લામાંથી આવીને આ પેટામાં થઇ પાલઘર તાલુકામાં ગએલી છે. **તાનસા**—એ શહાપુર તાલુકામાંથી નીકળી આ પેટાના દક્ષિણ ભાગમાં થઇ વસઇ તાલુકામાં જાય છે.

**વેપારના માર્ગોઃ**—આ પેટામાં રેલ્વે નથી. **બળદગાડીના રસ્તા**—એક રસ્તો ભિંવડી તાલુકામાંથી આવી આ પેટાના ઘોણસઇ, કુરકુસ, ચિખલે, વાડે, હરોસાળ, પરડી અને ખોડદે ગામોપર થઇ મોખાડા પેટામાં ગએલો છે. બીજો વાડાથી નીકળી પાલી અને કંચાડ ગામોપર થઇ પાલઘર તાલુકામાં ગએલો છે. આ પેટાને દરિયા કિનારો લાગેલો નથી. તેથી જળમાર્ગની સગવડ નથી.

**મોટાં ગામો અને પ્રસિદ્ધ ઠેકાણાંઃ—વાડા**—એ પેટાનું મુખ્ય ઠેકાણું છે. અહીં માહાલકરી કચેરી અને સરકારી દવાખાનું છે. **ગો-હે**—એ પેશ્વાના વખતમાં માહાલનું મુખ્ય ઠેકાણું હતું અહીં એક કિલ્લો છે.

બીજાં ગામો:—ખરીવલી, કંચાડ, ચિખલે, ખુપરી, ચિંચઘર, કોઢલે, બિલવલી, વડવલી, સિરસાડ, સોનાળે વગેરે.

પોસ્ટના ઠેકાણું:—વાડા અને ગો-હે.

## ૪. વસઇ તાલુકો

કુદરતી રચના:—આ તાલુકાનો આકાર ઘણે ભાગે ગોળ છે, પરંતુ ઇશાન અને અગ્નિખુણા તરફ અણી વધેલી છે. રેલ્વેની પુર્વ તરફનો ભાગ ડુંગરાળ અને પશ્ચિમ તરફનો ભાગ સપાટ છે.

ડુંગરો અને નદીઓ:—મધ્ય ભાગમાં તુંગાર નામનો ડુગર છે. એ સિવાય કામણદુર્ગ, જીવદાની અને ટકમક નામના બીજા ડુંગરો છે. નદીઓ-તાનસા-એ શહાપુર તાલુકામાંથી નીકળી આ તાલુકામાં થઇ ઉત્તર તરફ દાંતીવરેની ખાડીને મળે છે.

મુખ્ય પાક અને બીજી પેદાશ:—રેલ્વેની પશ્ચિમ તરફના પ્રદેશમાં પાણીની છૂટ હોવાથી બાગાયતી પાક પુષ્કળ થાય છે. તેમાં કેળાં, નાળિએર, વાલ, શેરડી અને ખાવાનાં પાન એ મુખ્ય છે. સિવાય આલકોલ, કોબી અને બીજી શાકભાજી પણ થાય છે. પૂર્વ તરફના પ્રદેશમાં મુખ્ય પાક ભાતનો છે. તે સિવાય ચણા, વટાણા, વાલ, નાગલી, વરી વગેરે અનાજ પાકે છે. આ તાલુકાની જંગલની પેદાશ પણ સારી છે.

વેપારના માર્ગો:—બી. બી. સી. આઇ. રેલ્વે આ તાલુકાના પશ્ચિમ ભાગમાં થઇને જાય છે. તેનાં વસઇરોડ નાલાસોપારા અને વિરાર એ ત્રણ સ્ટેશનો છે. બળદ-

ગાડીના રસ્તા—એક રસ્તો વસઇથી નીકળી પાપડી, માણેકપુર અને ગોખીવરે ગામો પર થઇ ભિંવડી તાલુકામાં ગએલો છે. એનો એક ફાંટો સાંતીવલીની ખીણમાંથી કામણ સુધી ગએલો છે. બીજો રસ્તો વિરાર સ્ટેશનથી બોળીંજ અને આગાશી ગામો પર થઇ અરનાળા સુધી ગએલો છે. ત્રીજો સોપારા સ્ટેશનથી સોપારા ગામ સુધી ગએલો છે. ચોથો વસઇથી તરખડ અને ગિરીજ ગામો પર થઇ નિર્મળ સુધી ગએલો છે. જળમાર્ગ—વસઈ અને દાંતીવરેની ખાડીમાં ઘણે દુર સુધી વહાણો જઇ શકે છે, તેથી વેપારની સગવડ સારી છે.

મોટાં ગામો અને પ્રસિદ્ધ ઠેકાણાં:—વસઇ-એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં મામલતદાર કચેરી અને દવાખાનું છે. અહીં પોર્ટુગીઝ લોકોએ બાંધેલો મોટો જુનો ઇતિહાસ પ્રસિદ્ધ ભોંયકોટ કિલ્લો છે, તેમાં મોટી મોટી જુની ઇમારતો અને પોર્ટુગીઝ દેવળ જોવા જેવાં છે, અહીં ચોખાની મીલો અને વહાણ બાંધવાનાં કારખાનાં છે એક ખાનગી હાઇસ્કૂલ છે. અહીંનાં લાલ કેળાં અને ખાવાનાં પાન પ્રખ્યાત છે. પાપડી-આ ગામ વસઇ મ્યુનિસિપાલિટિની હદમાં છે. બાગાયતી પેદાશ સારી થાય છે. એક ખાનગી અંગ્રેજી નિશાળ છે. શુક્રવારે બજાર ભરાય છે. ઉમેળે-અહીં મીઠું પાકે છે, અને સર કારકુનની કચેરી છે. સોપારા-અહીં મુસલમાન લોકોની વસ્તી વધારે છે. અહીં હાથશાળ ઉપર લુગડાં વણાય છે, તથા ગોળ બને છે. બુધવારે અને રવિવારે બજાર ભરાય છે. માણીકપુર-અહીંઆં ક્રિશ્ચિઅન

લોકોને માટે લોકલબોર્ડ પ્રાયમરિ ઈંગ્લીશ ટીચીંગ સ્કુલ છે. તુંગાર-હવાખાવાનું ઠેકાણું છે. અને ઉંચાઇ પર આવેલું છે. અહીંના ડુંગરમાં એક જુનું શંકરનું મંદિર છે, ત્યાં મહાશિવરાત્રિ ઉપર જાત્રા ભરાય છે. નિર્મળ-એ પ્રખ્યાત જાત્રાનું ઠેકાણું છે. અહીં શૃંગેરીપીઠ અને કરવીર સંકેશ્વર મઠના શંકરાચાર્ય શ્રી સચ્ચીદાનંદ અથવા વિદ્યાશંકરભારતીની સમાધી છે. અહીં કારતક વદ ૧૧ ને દિવસે મોટી જાત્રા ભરાય છે. વસઈ તાલુકાનાં કોઈપણ સ્ટેશનેથી નિર્મળ જઈ શકાય છે. આગાશી-અહીં બાગા-યતી પેદાશ સારી થાય છે. અહીંનાં સુકેળાં (સુકવેલાં કેળાં) પ્રખ્યાત છે. તાંબા પિત્તળનાં વાસણો બનાવવાનું કારખાનું છે, અહીં જૈન ધર્મનાં પાર્શ્વનાથનું મંદિર જોવા જેવું છે સોમવારે બજાર ભરાય છે, અરનાળા-એ હવા ખાવાનું ઠેકાણું છે. અહીંનો જંજીરો કિલ્લો (દરિયામાં કિલ્લો) જોવા જેવો છે. કિલ્લો સમુદ્રમાં એક માઇલ દુર છે. વિરાર-એ રેલ્વેનું સ્ટેશન છે. એની પાસેના ડુંગરમાં જીવદાની દેવીનું સ્થાનક છે.

બીજાં ગામો:—બોળીંજ, ચંદનસાર, ભાતાણે, વટાર નાળા, ગાસચુળણે, જુચંદ્ર વગેરે.

પોરટનાં ઠેકાણાં:—વસઇ, ઉમેળે, સોપારા, વિરાર, આગાશી અને અરનાળા.

## ૫-ઉત્તર સાષ્ટી પેટા.

કુદરતી રચના:—થાણાની ખાડીને લીધે આ પેટાના કુદરતી રીતે બે ભાગ થએલા છે, તેમાં ઉત્તર તરફનો ભાગ

સાષ્ટી બેટ નામે ઓળખાય છે, અને તે જંગલવાળો છે. દક્ષિણ તરફનો ભાગ સપાટ છે અને તે સમુદ્રની સપાટી કરતાં બહુ ઉંચો નથી એને ખેરણુપટ્ટી કહે છે.

ડુંગરો અને નદીઓઃ—આ પેટાના પશ્ચિમ ભાગમાંથી ડુંગરની એક હાર દક્ષિણોત્તર ગએલી છે, તેમાં કાનેરીનો ડુંગર પ્રખ્યાત છે. સિવાય ઉત્તનડુંગરીમાં એક નામો ડુંગર છે.

વેપારના માર્ગોઃ—આ પેટો મુંબઇ નજીક આવેલો હોવાથી આ પેટામાં વેપારની ધમાલ અને લોકોની આવજા પુષ્કળ છે. પુર્વ ભાગમાંથી જી. આઇ. પી. રેલ્વે ગએલી છે, તેનાં થાણા અને પારસીક સ્ટેશનો છે. પશ્ચિમ ભાગમાંથી બી. બી. સી. આઇ. રેલ્વે ગએલી છે, તેનાં મીરારોડ અને ભાઇંદર સ્ટેશનો છે. બળદ ગાડીના રસ્તા—એક રસ્તો મુંબઇથી નીકળી દક્ષિણ સાષ્ટી તાલુકામાંથી આવી થાણા શહેરમાં થઈ ભિવંડી તરફ ગએલો છે, તેને આગ્રારોડ કહે છે, એનો એક ફાંટો થાણાથી ઓવાળા સુધી ગએલો છે. બીજો ફાંટો થાણાથી નીકળી પારસીક અને મુંબ્રા ગામો પર થઇ કલ્યાણ તાલુકામાં ગએલો છે. ત્રીજો થાણાથી નીકળી ખેરણ પટ્ટીમાં કેળવે, દિવે અને ઘણસોલી ગામો પર થઇ બેલાપુર સુધી ગએલો છે, બીજો રસ્તો મુંબઈથી નીકળી દક્ષિણ સાષ્ટી તાલુકામાંથી આવી ઘોડબંદર સુધી ગએલો છે, તેને ઘોડબંદરરોડ કહે છે, એનો એક ફાંટો કાશીમીરે ગામથી નીકળી ભાઇંદર અને રાઈ પર થઇ ઉતન સુધી ગએલો છે.

**મોટાં ગામો અને પ્રસિદ્ધ ઠેકાણાં:—થાણા**–એ તાલુકાનું અને જિલ્લાનું મુખ્ય ઠેકાણું છે, અહીં કલેકટર, આસિસ્ટંટ કલેકટર અને જિલ્લા જજની ઓફિસો છે, પોર્ટુગીઝ લોકોએ બાંધેલો એક જુનો કિલ્લો છે તે જોવા લાયક છે. તેમાં કેદીઓ માટે કેદખાનું છે. શહેરની વ્યવસ્થા મ્યુનિસિપાલિટિના હાથમાં છે. અહીં એક સરકારી હાઈ-સ્કૂલ અને ત્રણ મોટાં સાર્વજનિક દવાખાનાં છે. અહીંઆં થાણા કહોથ નામનું સુતરાઉ કાપડ અને શેતરંજી બને છે. અહીંથી બે માઇલ ઉપર આવેલા પોખરણનાં તળાવનું પાણી નળ વડે શહેરમાં લાવવામાં આવેલું છે. આ ઠેકાણું ખાડીને કાંઠે આવેલું હોવાથી જળમાર્ગે પણ વેપારની સગવડ સારી છે. **નૌપાડા:**—આ ગામ થાણાથી દોઢ માઇલ ઉપર છે. અહીં ગાંડાની ઇસ્પીટાલ (લ્યુનાટીક અસાયલમ) છે. **બેલાપુર**–અહીં મીઠું પાકે છે અને સર કારકુનની કચેરી છે. એક કિલ્લો છે. **ભાઇંદર**–એ રેલ્વેનું સ્ટેશન છે. મીઠાના અગર છે અને સર કારકૂનની કચેરી છે. એની પાસેજ ધારાવીમાં ઘર બાંધવાના પત્થરની ખાણ છે. **ઉતન**–એ બંદર છે અહીંઆં કારેલાં સારાં થાય છે. **પારસીક**—અહીંઆં જી. આઇ. પી. રેલ્વેનો ડુંગર કોરીને કરેલો રસ્તો (બોગદું) જોવા લાયક છે. **ઘોડબંદર**–એ ઘણું જુનું બંદર છે.

**પોસ્ટનાં ઠેકાણાં:**— થાણા, બેલાપુર, ભાઇંદર, રાઈ અને ઉતન.

# ૬-દક્ષિણસાષ્ટી તાલુકો-બોમ્બે સબર્બન ડિસ્ટ્રીકટ.

પહેલાં ઉત્તરસાષ્ટીપેટા અને દક્ષિણસાષ્ટી તાલુકો બંને મળી એકજ તાલુકો હતો, પરંતુ હાલમાં લોકોની વસ્તી ઘણી વધવાથી, કામની સગવડને માટે આ ભાગ જુદો પાડીને તેના ઉપર કમિશ્નર, કલેક્ટર વગેરે સ્વતંત્ર અધિકારી નીમેલા છે. પશ્ચિમે ગોરાઇ, એક્સર અને બોરિવલીથી પૂર્વે મુલુંદ સુધી એની ઉત્તર હદ છે.

**કુદરતી રચના:**—આ તાલુકાનો દક્ષિણ તરફનો ચેંબૂરથી તુર્ભે સુધીનો બેટ જેવો ભાગ છોડી દઇએ, તો બાકીનો તાલુકો લંબચોરસ છે પૂર્વ તરફનો ભાગ ઉંચો અને ડુંગરાળછે. પશ્ચિમ તરફનો ભાગ સપાટ અને નાનાં નાનાં બેટોનો બનેલો છે.

**ડુંગરો અને નદીઓ:**—કુર્લાથી ઠેઠ ઉત્તર તરફ ડુંગરની એક હાર ગએલી છે. તુર્ભે પાસે પણ એવીજ એક ડુંગરની નાની હાર છે. બોરીવલીથી પૂર્વમાં કાનેરીનો ડુંગર છે. નદીઓ-આ તાલુકાની ચારે બાજુએ દરિઆ-કિનારો પાસે હોવાથી મોટી નદીઓ નથી.

**મુખ્ય પાક અને બીજી પેદાશ:**—મુખ્ય પાક ભાતનો છે, પરંતુ વાંદરા, અંધેરી, ગોરેગામ, ગોરાઇ અને ચેંબુરમાં શાકભાજી, કાંદા વગેરે થાય છે. ગોરાઇ, મનોરી અને વાંદરામાં નાળિએરની વાડીઓ છે. વાંદરા, અંધેરી અને બોરીવલીમાં કલમી આંબાની વાડી છે. તુર્ભે અને

કુર્લામાં મીઠું પાકે છે. વેસાવા, ડાંડા અને ગોરાઈમાં મુંબઈ પાસે હોવાથી કોળી લોકોને માછલીની પેદાશ સારી છે.

વેપારના માર્ગો:—મુંબઈથી નીકળેલી બી. બી. સી. આઈ. રેલ્વે આ તાલુકાના પશ્ચિમ ભાગમાં થઈ ઉત્તરસાષ્ટી પેટા તરફ જાય છે, તેનાં અનુક્રમે વાંદરા, ખાર, સાંતાક્રુઝ, વિલેપારલે, અંધેરી, જોગેશ્વરી, ગોરેગામ, મલાડ, કાંદીવલી, બોરીવલી અને મંડળેશ્વર સ્ટેશનો છે. બીજી જી. આઇ. પી. રેલ્વે મુંબઈથી નીકળી આ તાલુકાના પૂર્વ ભાગમાં થઈ, ઉત્તરસાષ્ટી પેટામાંથી કલ્યાણ તાલુકામાં ગએલી છે, તેનાં કુર્લા, ઘાટકોપર, વિક્રોલી, ભાંડુપ, અને મુલુંદ સ્ટેશનો છે. એ સિવાય અંધેરીથી કુર્લા પર થઈ તુર્ભેની ખાડી સુધી એક નાની રેલ્વેનો ફાંટો છે. બળદગાડીના રસ્તા—પહેલો આગ્રારોડ—એ મુંબઈથી નીકળી આ તાલુકાનાં કુર્લા, ઘાટકોપર, વિક્રોલી અને ભાંડુપ પર થઈ થાણા જાય છે. એનો એક ફાંટો કુર્લાથી નીકળી ચેંબૂર પર થઈ માહુલ સુધી ગયલો છે. બીજો ઘોડબંદરરોડ—આ રસ્તો મુંબઈથી નીકળી વાંદરા, અંધેરી, ગોરેગામ, માલાડ અને બોરીવલીપર થઈ ઘોડબંદર સુધી ગયેલો છે. એનો એક ફાંટો અંધેરીથી વેસાવા સુધી અને પૂર્વમાં મરોળ સુધી ગએલો છે. બીજો ફાંટો માલાડથી માલવણી પર થઇ મનોરી સુધી ગએલો છે. ત્રીજો ફાંટો બોરીવલીથી એકસર પર થઇ ગોરાઇ સુધી ગયલો છે. આ સિવાય થાણાની ખાડી અને બીજી નાની નાની ખાડીઓ આ તાલુકામાં હોવાથી વેપારની સગવડ સારી છે.

તળાવઃ—વિહાર અને તુલસી એ બે તળાવો આ તાલુકામાં છે, તેનું પાણી નળવડે મુંબઈ લઇ જવામાં આવેલું છે.

મોટાં ગામો અને પ્રસિદ્ધ ઠેકાણાંઃ—વાંદરા-એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં મામલતદાર, આસીસ્ટંટ ડિસ્ટ્રીક્ટ કલેકટર, પ્રાંત, ફોજદારી ગુનાનો ચુકાદો આપનાર રેસીડેન્સી માજીસ્ટ્રેટ એમની કચેરીઓ છે. અહીંનો કારભાર મ્યુનિસિપાલિટિ ચલાવે છે. અહીંની મ્યુનિસિપાલિટિએ પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીઆત કરેલું છે. અહીંની હવા સારી હોવાથી ઘણા યુરોપીઅન લોકો અહીંઆં રહે છે. શહેરમાં પાણીના નળ છે. અને સરકારી દવાખાનું છે. અંધેરી-અહીં કલમની કેરીનું ઉત્પન્ન સારૂં છે. મુન્સફ કોર્ટ અને એક સરકારી દવાખાનું છે. ઇસ્માઇલ કોલેજ છે. પાણીના નળ છે મલાડ-અહીં એક ખાનગી અંગ્રેજી નિશાળ છે. સોમવારે બજાર ભરાય છે. બોરીવલી-અહીં મંગળવારે બજાર ભરાય છે. અહીંથી પૂર્વમાં ચાર માઈલ ઉપર કાનેરીના ડુંગરમાં કોરી કાઢેલી ગુફા જોવા જેવી છે. કાંદીવલીઃ—એ રેલ્વેનું સ્ટેશન છે. અહીં એક ગૌશાળા છે. નજીકમાં એક માઇલ ઉપર પોયસરમાં બુધવારે બજાર ભરાય છે. મનોરીઃ—એ બંદર છે. અહીં ક્રિશ્ચિઅન લોકો માટે લોકલબોર્ડની પ્રાયમરિ ઇંગ્લીશ ટીચીંગ સ્કૂલ છે. કુર્લા-અહીં મ્યુનિસિપાલિટિ, છે, અને કાપડ વણવાની બે મોટી મીલો છે. શનિવારે ઢોરોનું બજાર ભરાય છે. ચેંબૂર—અહીં પાંજરાપોળ છે.

**પોસ્ટનાં ઠેકાણાં**:—વાંદરા, કુર્લા, ચેંબૂર, તુર્ભે, સાંન્તાક્રુઝ, વિલેપારલે, અંધેરી, મલાડ, બોરીવલી, ગોરાઈ, મનોરી, વેસાવે, મરોળ, માલવણી અને ઘાટકોપર.

## ૭–કલ્યાણ તાલુકો.

**કુદરતી રચના**:—આ તાલુકાનો આકાર સાધારણ ત્રિકોણ છે. દક્ષિણ અને પશ્ચિમ ભાગ થોડો ડુંગરાળ છે, બાકીનો સર્વ પ્રદેશ સપાટ છે.

**ડુંગરો અને નદીઓ**:— પૂર્વમાં બદલાપુર પાસે મૂળગામનો ડુંગર છે. એના ઉપર ખંડોબાનું દેવળ છે. દક્ષિણમાં મલગઢ નામનો ડુંગર છે. **નદીઓ**—મધ્ય-ભાગમાં ઉલ્હાસ નદી ઉત્તર તરફ વહી ભાતસા નદીને મળે છે. કાળુ ઇશાન ભાગમાંથી વહી ભાતસા નદીને મળે છે. **ભાતસા**–આ તાલુકાની ઉત્તર હદ ઉપરથી વહી કલ્યાણની ખાડીને મળે છે.

**વેપારના માર્ગો**:—જી. આઈ. પી. રેલ્વે મુંબઇથી નીકળી સાષ્ટી તાલુકામાં થઇ, આ તાલુકામાં મુંબ્રા, દિવા અને ડોંબીવલી સ્ટેશનોએથી કલ્યાણ સુધી આવ્યા પછી તેના બે ફાંટા થાય છે. એક દક્ષિણ તરફ પુના ગયલો છે, તેનાં અંબરનાથ, બદલાપુર અને વાંગણી સ્ટેશનો આ તાલુકામાં છે. બીજો ફાંટો ઉત્તર તરફ શહાપુર તાલુકામાં થઇ નાશીક તરફ ગએલો છે. તેનાં ટિટવાળે અને ખડવલી સ્ટેશનો આ તાલુકામાં છે. **બળદ ગાડીના રસ્તા**–એક રસ્તો થાણાથી નીકળી આ તાલુકાના મુંબ્રા, કોસે, શીળ

અને દહીસર ગામો પર થઇ ઠાણા જિલ્લામાં ગએલો છે. બીજો દિવા સ્ટેશનેથી મલંગઢ તરફ ગએલો છે. ત્રીજો કલ્યાણથી નીકળી કાંબે, રાયતે અને આપસાઇ ગામો પર થઇ મુરબાડ તાલુકામાં ગએલો છે, એનો એક ફાંટો કલ્યાણ સ્ટેશનથી નિળજે અને ગોટેઘર ગામો પર થઇ કોલાબા જિલ્લામાં જનારી સડકને મેળવેલો છે. ચોથો કલ્યાણથી શહાર, વઢોળ અને અંબરનાથ પર થઇ બદલાપુર સુધી ગએલો છે. જળમાર્ગ–કલ્યાણની ખાડીમાંથી થાણા, મુંબઈ વગેરે ઠેકાણે વ્હાણો લઇ જવાય છે.

**મોટાં ગામો અને પ્રસિદ્ધ ઠેકાણાં:—કલ્યાણ**–એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં મ્યુનિસિપાલિટિ છે. એ રેલ્વેનું જંકશન છે. ખાડીને કાંઠે આવેલું હોવાથી ઉત્તમ બંદર છે. અહીં સરકારી દવાખાનું, મામલતદાર કચેરી અને મુન્સફ કોર્ટ છે. **દુર્ગાડી** નામનો કિલ્લો છે. અને ચોખાની મીલો છે. અહીં **રામમારૂતી** સાધુની સમાધી છે, ત્યાં ભાદરવા વદ નોમે ઓચ્છવ થાય છે. **અંબરનાથ:**—એ રેલ્વેનું સ્ટેશન છે. અહીંના ડુંગરમાં શંકરનું સ્વયંભુ સ્થાન છે, ત્યાં મહાશિવરાત્રિ ઉપર જાત્રા ભરાય છે. એક દિવાસળી બનાવવાનું કારખાનું છે. **મલંગઢ**–દક્ષિણ બાજુએ ઉંચો ડુંગર છે, તે પર બાવામલંગ નામના મુસલમાન સાધુની કબર છે. ત્યાં મહા સુદ પૂનેમે મોટો ઓરસ ભરાય છે, એને ઘણા હિંદુઓ પણ ભજે છે. **ટિટવાળા**–એ નાશીક તરફ જનારી રેલ્વેનું સ્ટેશન છે. અહીં ગણપતિનું પ્રખ્યાત સ્થાન છે, ત્યાં દરેક સંકષ્ટચતુર્થિએ

તીર્થંપ્રસાદ થાય છે. વેણુગાંવકર બાવાની સમાધી છે ત્યાં માગશર શૂદ ચોથે ઓચ્છવ થાય છે. અહીં ચોખાની મીલો અને ઈંટનાં કારખાનાં છે. લાકડાંનો પણ મોટો વેપાર ચાલે છે.

**બીજાં ગામોઃ**—ઘોટસઇ, માંડે, ખડવલી, બાપસઇ, ફળેગામ, કુળગામ, કાસગામ, શિળ, દહીસર વગેરે.

**પોસ્ટનાં ઠેકાણાંઃ**—કલ્યાણ, બદલાપુર, વાંગણી અને ટિટવાળા.

## ૮–ભિવડી તાલુકો.

**કુદરતી રચનાઃ**—આ તાલુકાનો આકાર લંબગોળ છે. પશ્ચિમ, ઉત્તર અને પૂર્વ ભાગ ડુંગરાળ છે, મધ્ય અને દક્ષિણ ભાગ નીચો અને સપાટ છે. આ ભાગમાં ઉંચા ભાગ તરફથી પાણી અને ખાતર ખેંચાઇ આવતાં હોવાને લીધે એ ભાગ ખેતીને લાયક છે. પશ્ચિમ ભાગ ડુંગરાળ અને હવા રોગીષ્ટ હોવાથી એ ભાગમાં વસ્તી ઓછી છે.

**ડુંગરો અને નદીઓઃ**—વાયવ્ય ખુણા તરફ એક મોટી ડુંગરની હાર છે. તેમાં ઘોલુારીનો ડુંગર પ્રખ્યાત છે. આ ડુંગરમાં ગોતારા નામનો ડુંગરી કિલ્લો છે. નદીઓ–તાનસા–શહાપુર તાલુકામાંથી નીકળી આ તાલુકાની ઉત્તર હદ પર થઈ વસઇ તાલુકામાં ભાતાણુની ખાડીને મળે છે. ભાતસા–એ શહાપુર તાલુકામાંથી આ તાલુકાના દક્ષિણ ભાગમાં થઇ કલ્યાણુની ખાડીને મળે છે. એ સિવાય કામવડી અને વાછા એ બે નાની નદીઓ છે.

વેપારના માર્ગો:—આ તાલુકામાં રેલ્વે નથી બળદ ગાડીના રસ્તા:—આગ્રારોડ-મુંબઈથી નીકળી થાણાપર થઈ આ તાલુકાના કાલ્હેર, ભિંવડી, નિઝામપુર, અને મિનાર ગામો પર થઈ શહાપુર તાલુકામાં ગએલો છે. એનો એક ફાંટો ભિવડીથી નીકળી સેલાર, કવાડ, અનગામ મહાપોલી અને અંબાડી ગામો પર થઇ વાડા સુધી ગએલો છે. બીજો ફાંટો ભિંવડીથી કલ્યાણ સ્ટેશન સુધી ગયલો છે. જળમાર્ગ-ભિંવડીની ખાડીમાં વેપારી વહાણોની આવજા ચાલે છે.

મોટાં ગામો અને પ્રસિદ્ધ ઠેકાણાં:—ભિવંડી-એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં મામલતદાર કચેરી, મુન્સફ કોર્ટ અને સરકારી દવાખાનું છે. અહીં મ્યુનિસિપાલિટિ છે. ઢોરોની પાંજરાપોળ છે. હાથશાળ ઉપર લુગડાં વણાય છે. અહીં ચોખાની મીલો છે. પાસે ખાડી આવેલી હોવાથી એ માર્ગે મુંબાઈ અને બીજા પ્રદેશો જોડે વેપાર સારો ચાલે છે. અહીં મુસલમાનની વસ્તી વધારે છે. પાણીને માટે નળની વ્યવસ્થા છે. નિઝામપુર-આ ગામમાં મુસલમાનની વસ્તી વધારે છે. અને એ ભિંવડી મ્યુનિસિપાલિટિની હદમાં છે. કવાડ-અહીં સખારામ બાવા કેતકરની સમાધી છે, ત્યાં માગશર શુદ પુનેમે જાત્રા ભરાય છે. પડઘે-એ પહેલાં મહાલનું મુખ્ય ઠેકાણું હતું. અહીં સારી સાડી બાંધવાનાં કારખાનાં છે. બુધવારે બજાર ભરાય છે. વજ્રેશ્વરી-અહીંના ડુંગરમાં વજ્રાબાઇ દેવીનું મંદિર છે,

તેની પાસે ગણેશપુરી અને આકલોલીમાં ઉનાપાણીનાં કુંડ જોવા લાયક છે. અહીં ચૈત્રવદ અમાસને દિવસે જાત્રા ભરાય છે.

બીજાં ગામો:—ખારબાંવ, કશેળી, દુધાડ, દિઘાશી, લાપબુદ્રુક, ખાલીંગ બોરિવલી, ડોહળે વગેરે.

પોસ્ટનાં ઠેકાણાં:--ભિંવડી. પડઘે અને અનગામ.

## ૯. શાહપુર તાલુકો.

**કુદરતી રચના:**—આ તાલુકાનો આકાર સાધારણ વર્તુળ છે. આ તાલુકો તદન ડુંગરાળ અને ઘાડા જંગલ-વાળો છે. દક્ષિણ તરફનો થોડો ભાગ અને નૈરૂત્ય તરફનો ખૂણો કંઈક ખુલ્લો છે. પૂર્વે સહ્યાંદ્રિ પર્વત હોવાથી આ પ્રદેશ પશ્ચિમથી પૂર્વ તરફ ઉંચો ઉંચો થતો ગએલો છે.

**ડુંગરો અને નદીઓ:**—આખો તાલુકો ડુંગરાળ છે. પશ્ચિમે માહુલીનો ઉંચો ડુંગર છે, અને તે ઉપર કિલ્લો છે. પૂર્વે સહ્યાંદ્રિ છે અને તેમાંથી નાશીક જિલ્લા તરફ જવા માટે થળઘાટ અને પિંપરીઘાટ નામના બે રસ્તા છે. અગ્નિ ખૂણામાં આજા પર્વત નામનો ઉંચો ડુંગર છે. **નદીઓ—**વૈતરણા-એ નાશીક જિલ્લામાંથી આવીને આ તાલુકાની ઉત્તર હદ પરથી આગળ વહે છે. **તાનસા—**એ આ તાલુકાના ઉત્તર ભાગમાંથી નીકળી ભિંવડી અને વાડા પેટામાં થઈ દાંતીવરેની ખાડીને મળે છે. અઘઈ પાસે આ નદીને ઘેરીને મોટું તળાવ બાંધેલું છે. ભાતસા-એ આ તાલુકાના મધ્ય ભાગમાંથી નીકળી ભિંવડી

અને કલ્યાણ તાલુકાની હદમાં થઈ કલ્યાણની ખાડીને મળે છે. કાળુ-એ આ તાલુકાની દક્ષિણ હદ પર થઈ કલ્યાણની ખાડીને મળે છે, એને શાઇ અને કાનવી એ બે નદીઓ મળે છે. આ સર્વ પ્રદેશ ઢાળ પડતો હોવાથી ઉનાળામાં નદીઓનું પાણી જલદી સુકાઇ જાય છે, અને પાણીની તાણ પડે છે.

**વેપારના માર્ગો**:—જી. આઈ. પી. રેલ્વે આ તાલુકામાંથી નાશીક તરફ જાય છે, તેનાં વાશીંદ, આસનગામ, આટગામ, ખર્ડી, અને કસારા સ્ટેશનો છે. બળદગાડીના રસ્તા-મુંબઇથી આવતો આગ્રારોડ આ તાલુકાના વાશીંદ, ખાતીવલી, આસનગામ, શહાપુર, આટગામ, ખર્ડી અને કસારા ગામોપર થઇ થળઘાટમાંથી નાશીક તરફ જાય છે. એનો એક ફાંટો શહાપુરથી નીકળી સાપગામ, ડુણે અને કિન્હવલી ગામો પર થઇ મુરબાડ તાલુકામાં જાય છે. બીજો ફાંટો આટગામ સ્ટેશનથી નીકળી તાનસા તળાવ તરફ જાય છે. આ તાલુકામાં ખાડી અને સમુદ્ર કિનારો ન હોવાથી જળમાર્ગની સગવડ નથી.

**મોટાં ગામો અને પ્રસિદ્ધ ઠેકાણાં**:—શહાપુર-એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં મામલતદાર કચેરી અને સરકારી દવાખાનું છે. ચોખાની છ, સાત મીલો છે. અહીં ગંગાનું પવિત્ર ઠેકાણું હોવાથી ફાગણ શુદ પૂનેમે અને મહાશિવરાત્રિ ઉપર જાત્રા ભરાય છે. આસનગામ-એ રેલ્વેનું સ્ટેશન છે. અહીં ઈમારતી લાકડાં અને કોલસાનો

વેપાર સારો ચાલે છે. કિન્હવલી—એ પહેલાં આહાલનું મુખ્ય ઠેકાણું હતું. બુધવારે બજાર ભરાય છે. વાશિદ—એ રેલ્વેનું સ્ટેશન છે. અહીં ઇમારતી લાકડાં અને કોલસાનો વેપાર સારો ચાલે છે. આહુલી—આ પહેલાં ઘાડી વસ્તીવાળું ગામ હતું, પણ હાલમાં અહીંની સર્વ વસ્તી શહાપુરમાં આવી વસેલી છે. ખર્ડી—એ રેલ્વેનું સ્ટેશન છે. અહીં ઇમારતી લાકડાનો વેપાર સારો ચાલે છે. અહીં સરકારી લોકાસ્ટ બોર્ડીંગ સ્કૂલ છે. રવિવારે બજાર ભરાય છે. કસારા—એ રેલ્વે સ્ટેશન છે. અહીંના થળઘાટમાંથી કોરી કાઢેલી રેલ્વે (બોગદાં) જોવા જેવી છે.

બીજાં ગામોઃ—બિરવાડી, લેનાડ, ડોળખાંબ, ગુંડે, સોગામ, વિહિગામ, ટેભુર્લી વગેરે.

## ૧૦—મુરબાડ તાલુકો.

કુદરતી રચનાઃ—આ તાલુકો ઘણો ખરો ડુંગરાળ છે. દક્ષિણ અને પૂર્વ તરફ સહ્યાદ્રિ હોવાથી તે તરફ આ પ્રદેશ ઉંચો ઉંચો થતો ગએલો છે. એને લીધે પાણીનું વહેણ પશ્ચિમ અને વાયવ્ય ખૂણા તરફ છે. આ તાલુકામાં જંગલ પુષ્કળ છે. પશ્ચિમ બાજુનો થોડો ભાગ ખુલ્લો છે.

ડુંગરો અને નદીઓઃ—પૂર્વે સહ્યાદ્રિ આવેલો છે. તેમાં માલશેજઘાટ અને નાણેઘાટ પ્રસિદ્ધ છે. દક્ષિણે ચોરઅસઢ નામનો ડુંગર છે. નદીઓ—કાળુ એ આ તાલુકાની હદમાંથી વહી કલ્યાણની ખાડીને મળે છે. એને શાઈ

અને ડોયફોડી નામની નદીઓ મળે છે. મુરબાડી–એ આ તાલુકામાંથી નીકળી કલ્યાણ તાલુકામાં ઉલ્હાસ નદીને મળે છે. પ્રદેશ ડુંગરાળ અને ઢાળ પ્રડતો હોવાથી ઉનાળામાં નદીનું પાણી સુકાઇ જઇ પાણીની તાણુ પડે છે.

વેપારના માર્ગો:—આ તાલુકામાં રેલ્વે નથી. બળદગાડીના રસ્તા:—કલ્યાણ તરફથી આવેલો રસ્તો આ તાલુકાનાં માળસેં, મુરબાડ, શીવલે, નાગામ અને તળવલી ગામોપર થઇ માલશેજઘાટમાંથી અહમદનગર જિલ્લા તરફ ગયેલો છે.

મોટાં ગામો અને પ્રસિદ્ધ ઠેકાણાં:—મુરબાડ–એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં મામલતદાર કચેરી અને મુન્સફ કોર્ટ છે. ગામમાં પાણીના નળો છે. મ્હસા અહીં પોષ શુદ પૂનેમે મોટી જાત્રા ભરાય છે. તેમાં ઢોરનો બજાર ઘણો મોટો હોય છે.

બીજાં ગામો:—દહિંસર, ન્હાવે, જાંબુડે, કળંભે, ધસઇ, આનવળે, સરળગામ, શિવલે, કાસગામ, શિરોશી, ન્યાહાડી વગેરે.

પોસ્ટનાં ઠેકાણાં:—મુરબાડ અને ધસઇ.



# ભાગ ચોથો.

## રાજ્ય વ્યવસ્થા.

રેવન્યુ ખાતું:—જિલ્લાના મુખ્ય અધિકારી કલેકટર સાહેબ છે. તેમની ઓફિસ થાણામાં છે. કામની વ્યવસ્થાને માટે આ જિલ્લાના ડાહાણું, વસઈ, સાષ્ટી, ભિંવડી અને કલ્યાણ એ પાંચ પ્રાંત કરેલા છે. તે ઉપર આસિસ્ટંટ કલેકટર અને ડેપ્યુટી કલેકટર હોય છે, અને તેમના હાથ નીચે દરેક તાલુકામાં મામલતદાર અને પેટામાં મહાલકરી હોય છે. તેઓ પોતપોતાની હદનાં વસુલની વ્યવસ્થા કરે છે, અને ફોજદારી ગુનાનો ન્યાય કરે છે. એ સિવાય થાણામાં હજુર ડેપ્યુટી કલેકટર નામે અધિકારી છે, તે જિલ્લાની તીજોરીની વ્યવસ્થા અને શહેરના ફોજદારી ગુનાનો ન્યાય કરે છે.

ન્યાય ખાતું:—આ ખાતાના મુખ્ય અધિકારી ડિસ્ટ્રીકટ જજ્જ સાહેબ છે. એમની કોર્ટ થાણામાં છે. એમના તાબામાં ડાહાણું, અંધેરી, સાષ્ટી, ભિંવડી, કલ્યાણ અને મુરબાડની કોર્ટોના સબજજ્જો (મુન્સફ) છે. ડિસ્ટ્રીકટ જજ્જ સાહેબની કોર્ટમાં મોટા ગુનાની તપાસ, મુન્સફોએ આપેલા દિવાની ચુકાદાની અપીલ અને મુન્સફના અધિકાર કરતાં વધારે રકમના દાવાનું કામ ચાલે છે.

પોલીસ ખાતું:—આ ખાતાંના મુખ્ય અધિકારી ડિસ્ટ્રીકટ સુપ્રિન્ટેન્ડેન્ટ ઓફ પોલીસ છે. એમની ઓફિસ

થાણામાં છે. એમના હાથ નીચે આસિસ્ટંટ સુપ્રિન્ટેન્ડેન્ટ અને સબ ઇન્સ્પેકટરો (ફોજદાર) હોય છે. તેઓ લોકોની માલમત્તા અને જિંદગીનું રક્ષણ કરવાનું, જિલ્લામાં બધે સુલેહશાંતિ રાખવાનું, ગુનેગારોની તપાસ કરવાનું અને તેઓને પકડી ન્યાયાધીશ આગળ ઉભા કરવાનું કામ કરે છે.

આરોગ્ય ખાતું:—આ ખાતાંના મુખ્ય અધિકારી સિવિલ સર્જન સાહેબ છે, તેઓ થાણામાં રહે છે, અને સર્વ મ્યુનિસિપાલિટિ તથા લોકલબોર્ડનાં દવાખાનાં ઉપર દેખરેખ રાખવાનું કામ કરે છે. દવાખાનાંના ડૉકટરને આસિસ્ટંટ સર્જન કહે છે. બધાં સરકારી દવાખાનામાં ગરીબ લોકોને મફત દવા આપવામાં આવે છે.

એંજિનીયર ખાતું:—આ ખાતાંના મુખ્ય અધિકારી એક્ઝિક્યુટીવ એંજિનીયર સાહેબ છે, એમની ઓફિસ થાણામાં છે; અને એમના હાથ નીચે સબ ડિવિજનલ ઓફિસર અને ઓવરસીયરો હોય છે. તેમની દેખરેખ તળે સરકારી ઇમારતો, સડકો, પૂલો, ધર્મશાળા વગેરે નવાં બાંધવાનું અને જુનાંને રિપેર કરવાનું કામ ચાલે છે.

મ્યુનિસિપાલિટિ:—શહેરના લોકો પાસેથી ઘરવેરો, જગાત વગેરે કરો વસુલ કરીને તે પૈસામાંથી શહેરની સ્વચ્છતા, આરોગ્ય, દિવાબત્તી, શિક્ષણ વગેરેનું કામ કરનારી કમિટિને મ્યુનિસિપાલિટિ કહે છે. થાણા જિલ્લામાં એવી છ મ્યુનિસિપાલિટિઓ છે.

લોકલ બોર્ડ:—જમીનનું મહેસુલ વસુલ કરતી વખતે તેની સાથેજ લોકલફંડ નામનો એક કર લોકો લોકો પાસેથી વસુલ કરવામાં આવે છે તે પૈસામાંથી રસ્તા, ધર્મશાળા, કુવા, દવાખાનાં, અને પ્રાથમિક શિક્ષણની નિશાળો વગેરે સાર્વજનિક હિતનાં કાર્મો કરનારી કમિટિને લોકલ બોર્ડ કહે છે. જિલ્લાનું જિલ્લા લોકલબોર્ડ અને તાલુકાનું તાલુકા લોકલબોર્ડ કહેવાય છે, અને તેના અધિકારી પ્રેસિડેંટ અને વાઇસપ્રેસિડેંટ હોય છે, દર વર્ષ તાલુકા બોર્ડને જિલ્લાબોર્ડ તરફથી જરૂર પ્રમાણે પૈસા મળે છે.

શિક્ષણ ખાતું:—જિલ્લાની પ્રાથમિક નિશાળોના મુખ્ય અધિકારી ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ હોય છે, તેમની ઑફિસ થાણામાં છે. પરંતુ હાલમાં આ જિલ્લાનું શિક્ષણખાતું સને ૧૯૨૩ના પ્રાયમરિ એજ્યુકેશન એકટની રૂએ જિલ્લાબોર્ડને સોંપવામાં આવેલું છે. તે પોતાનું જુદું સ્કૂલબોર્ડ સ્થાપીને તેમની મારફત એડમિનિસ્ટ્રેટીવ્હ ઓફીસર અને સુપરવાઇઝરો નીમી, જિલ્લાની બધી પ્રાથમિક નિશાળો ચલાવે છે.

## જવ્હાર સંસ્થાન.

મર્યાદા:—જવ્હાર સંસ્થાનના ત્રણ જુદા જુદા ભાગો છે. તેમાંના બે નાના ભાગો ડાહાણુ તાલુકામાં આવેલા છે. ત્રીજો ભાગ મોટો છે તેની સીમા:-ઉત્તરે ડાહાણુ તાલુકો

અર્મે મોખાડા પેટા, પૂર્વે મોખાડા પેટા, દક્ષિણે વાડા પેટા અને પશ્ચિમે પાલઘર અને ડાહાણું તાલુકો છે.

સંક્ષિપ્ત ઇતિહાસઃ—આ સંસ્થાનનો મૂળ પુરુષ જયાબા મુકણે નામે મહાદેવ કોળી જાતિનો માણસ હતો. તે મોગલ બાદશાહના વખતમાં આ પ્રાંત સાચવીને રહેતો હતો, એને એક ફકીરે 'તું આગળ રાજા થશે' એવો આશીર્વાદ આપ્યો હતો, તે પ્રમાણે તે આ પ્રાંતમાં રાજા થયો. તે ફકીરની દરગા હાલ જવ્હારમાં છે. તેને અહીંના રાજાઓ કુળદેવતા પ્રમાણે ભજે છે, અને તેનો ઓરસ ભરે છે તથા પોતાના નામની આગળ શહા એવી મુસલમાન પદ્ધતિની અટક જોડે છે.

પેદાશ અને વસ્તીઃ—આ સંસ્થાનની વાર્ષિક પેદાશ સુમારે પોણા બે લાખ રૂપીઆની છે, અને વસ્તી સુમારે પચાસ હજાર માણસની છે.

કુદરતી રચનાઃ—આ સંસ્થાન ઉંચાઈપર આવેલું છે. એનો દક્ષિણ ભાગ સપાટ છે, અને બાકીનો ભાગ ઉંચા ઉંચા ડુંગરોવાળો, ખડકોવાળો અને ઘાડાજંગલવાળો છે. ઉત્તરભાગ ઘણોખરો પડતર છે, અને તે ભાગમાં વસ્તી ઓછી છે.

ડુંગરો અને નદીઓઃ—આખા સંસ્થાનમાં સહ્યાદ્રિ પર્વતના ફાંટાઓ ફેલાએલા છે, તેમાં ચોકનો ડુંગર, ઝાંપનો ડુંગર, કોડસાનો ડુંગર એવાં તે તે ગામો ઉપરથી

ડુંગરનાં નામો પડેલાં છે. નદીઓ—વાઘ, પિંજાળ, દેહર્જી અને સૂર્ય નદી.

**હવામાનઃ**—આ સંસ્થાન દરિઆની સપાટીથી ઉંચું હોવાને લીધે થાણા જિલ્લા કરતાં હવા ઠંડી છે. સહ્યાદ્રિ પાસે આવેલો હોવાથી વરસાદ પુષ્કળ પડે છે. ઉનાળામાં હવા સારી હોય છે. ઉંચાણવાળા ભાગમાં ઉનાળામાં સખત તાપ લાગતો નથી, પરંતુ નીચાણવાળા ભાગમાં ઉનાળામાં સખત તાપ લાગે છે.

**રાજકીય વિભાગઃ**—રાજ્ય વ્યવસ્થા માટે આ સંસ્થાનના ગંજાડ, કર્યાતહવેલી, અને મહાલવાડા એ ત્રણ મહાલ પાડેલા છે.

**મુખ્ય પાક અને બીજી પેદાશઃ**—ગંજાડ અને મલવાડા મહાલની જમીન સારી હોવાથી એ ભાગમાં ભાત, નાગલી, વરી, તુવર, ચણા વગેરે અનાજ પાકે છે, કર્યાત-હવેલી મહાલની જમીન ખડકાળ હોવાથી એ ભાગમાં પાક સારો થતો નથી. ફક્ત નાગલી અને વરી પાકે છે. આ સંસ્થાનમાં જંગલની પેદાશ સારી છે. આ રાજ્યમાં ખેરનાં લાકડાંમાંથી પાનમાં ખાવાનો કાથો બનાવવાની ભઠ્ઠીઓ છે. કાથો બનાવનારા લોકોની કાતકરી નામે એક જાત છે.

**વસ્તીઃ**—આ સંસ્થાનમાં કોળી, વારલી, ઠાકૂર, કાતકરી વગેરે અભણ જંગલી લોકોની વસ્તી છે. એ સિવાય નોકરી અને વેપાર રોજગારને માટે જઈ રહેલા બ્રાહ્મણ, વાણીઆ,

મારવાડી, મુસલમાન વગેરે લોકોની પણ હાલ થોડી થોડી વસ્તી થએલી છે.

**વેપારના માર્ગો:**—એક રસ્તો જવ્હારથી ડાહાણુ તરફ ગએલો છે. બીજો મોખાડાથી નાશીક તરફ ગએલો છે. ત્રીજો મલવાડાથી શહાપુર તાલુકામાં અને ચોથો દક્ષિણ બાજુ વાડા તરફ ગએલો છે.

**મોટાં ગામો અને પ્રસિદ્ધ ઠેકાણાં:**—જવ્હાર-એ રાજધાનીનું શહેર છે. અહીં રાજવાડો, દવાખાનું, પોસ્ટ-ઓફિસ અને મુસલમાન સાધુની દરગા છે. મલવાડા-અહીં એક રાજવાડો અને પોસ્ટઓફિસ છે. ભોપટગઢ-અહીં એક કિલ્લો છે. એ સિવાય ગંજાડ, કુહાન, આલોંડે વગેરે ગામો છે.

**રાજયવ્યવસ્થા:**—આખા સંસ્થાનનો રાજકારભાર ચલાવવા માટે એક કારભારી નીમેલા છે. એ સિવાય ત્રણ મહાલ ઉપર ત્રણ મહાલકરી છે, તે આખા સંસ્થાનની તપાસ રાખે છે. થાણા જિલ્લાના કલેકટર આ સંસ્થાનના પોલિટિકલ એજંટ છે. આ સંસ્થાનમાં પાછળ પડતી જાતના લોકોનાં શિક્ષણને માટે સારી સગવડ કરેલી છે.

## વિદ્યાર્થીઓને ઉપયોગી બાબતો.

**નદી:**—પાણી નીચી જગા તરફ ઢળે એ એનો કુદરતી ગુણ છે. માટે નદી જે પ્રદેશમાં વહેતી હોય, તે પ્રદેશ નદીનાં વહેણ તરફ નીચો હોય છે. વધારે નીચાણ-

वाळा प्रदेशनी नदीओ जलदी सुकाइ जाय छे. नदीनो उपयोग–(१) माणसोने अने जनावरोने पीवाने तथा धोवाने पाणी मळे छे. (२) मोटा बांध बांधीने नहेर काढी ते पाणीथी खेती थइ शके छे (३) नदीनां पाणी साथे कचरोपुंजो तणाई आवी ते नदी कांठाना प्रदेशमां ठरे छे, तेथी ते प्रदेश खेतीने माटे फळद्रुप बने छे (४) प्रवाह शांत होय तो वहाणो अने होडीओमां बेसी मुसाफरी करी शकाय छे अने वेपारनी सगवड थाय छे.

समुद्रकिनारो तथा खाडीः— आने लीधे मुसाफरी तथा वेपारने बीजां साधनो करतां खर्च ओछो थाय छे, माटे समुद्रकिनारो अने खाडीओ वधारे होय ए सारूं. एने लीधे देशनी हालत चढे छे, अने एज कारणथी मोटां मोटां शहेरो समुद्र नदी के खाडीने किनारेज वसेलां होय छे.

डुंगर तथा पर्वतः—आने लीधे वरसाद घेराई छे, माटे डुंगरावाळा प्रदेशमां वधारे वरसाद पडे छे, जंगलने लीधे घास, वनस्पति, बाळवानां अने घर बांधवानां लाकडां मळे छे. डुंगराळ प्रदेशना लोको साद्दा अने मजबुत होय छे. परंतु पाक, रस्ताओ अने वेपारने माटे आवा प्रदेश सोईसकर नथी. डुंगरनी जमीन पत्थरवाळी होवाथी ते खेतीने माटे निरूपयोगी छे, माटे वधारे भाग डुंगराळ होय ए सारूं नहि.

હવામાનઃ—સમુદ્રકિનારાની, ચારેગમથી ખુલ્લી, સપાટ અને ઉંચ પ્રદેશની હવા સાધારણુપણે નિરોગી હોય છે. ડુંગરાળ, ખીચોખીચ ઝાડોવાળા, પાણીવાળા અને ચારેગમ ડુંગરોવાળા પ્રદેશની હવા રોગીષ્ઠ હોય છે. ઉંચ પ્રદેશની હવા ઠંડી અને નીચા પ્રદેશની હવા ગરમ હોય છે.

પાકઃ—જે પ્રદેશમાં વરસાદ વધારે પડતો હોય અને જમીન સપાટ હોય, તે પ્રદેશમાં ભાત પુષ્કળ પાકે છે. ડુંગરાળ, ખડકાળ અને ઢાળવાળા પ્રદેશમાં નાગલી, વરી, અને કોદરા પાકે છે. નીચા પ્રદેશમાં તથા નદી કિનારે જ્યાં ચોમાસું પુરૂં થયા પછી પણ જમીનમાં ઘણા દિવસ સુધી ભિનાશ રહે છે, એવા પ્રદેશમાં ચણા, વટાણા, વાલ, તુવર, અડદ વગેરે અનાજ પાકે છે. નરમ અને સુકી જમીનમાં કાંદા, બટાટા, કંદ વગેરે થાય છે. નાળિએર સમુદ્રકિનારાના પ્રદેશમાં થાય છે.

વસ્તીઃ—જે પ્રદેશમાં હવાપાણી સારાં, જવા આવવાના માર્ગની સગવડ અને પ્રદેશ ફળદ્રુપ હોય છે; એવા પ્રદેશમાં વસ્તી ગાડી હોય છે અને એવા ભાગમાં મોટાં શહેરો અને ગામો વસે છે, ડુંગરાળ પ્રદેશમાં એકંદરે વસ્તી ઓછી હોય છે, એવા પ્રદેશમાં ઘણેભાગે જંગલી અભણ લોકોનીજ વસ્તી હોય છે.

## વ્યાખ્યા.

૧–જે બાજુએ સૂર્ય ઉગે છે તેને ઉગમણી કે પૂર્વ દિશા કહે છે.

૨–જે બાજુએ સૂર્ય આથમે છે તેને આથમણિ કે પશ્ચિમ દિશા કહે છે.

૩–પૂર્વ દિશા તરફ મોં રાખી ઉભા રહીએ, તો ડાબા હાથ તરફ જે દિશા આવે તેને ઉત્તર અને જમણા હાથ તરફ જે આવે તેને દક્ષિણ દિશા કહે છે.

૪–ઉત્તર અને પૂર્વ વચ્ચેનો ઈશાન ખૂણો, પૂર્વ અને દક્ષિણ વચ્ચેનો અગ્નિ ખૂણો, દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો નૈરૂત્ય ખૂણો અને પશ્ચિમ અને ઉત્તર વચ્ચેનો વાયવ્ય ખૂણો.

૫–ઘણા ગામો મળીને થએલો હોય, અને જેનો ઉપરી મામલતદાર હોય છે તેને તાલુકો કહે છે.

૬–તાલુકો મોટો હોય તો તેમાંથી થોડાં ગામોનો એક જુદો ભાગ બનાવી તેના ઉપર ઉપરી મહાલકરી હોય છે, તેને પેટો અથવા પેટામહાલ કહે છે.

૭–આઠ, દશ તાલુકા મળીને થએલો હોય અને જેનો ઉપરી કલેક્ટર હોય છે તેને જિલ્લો કહે છે.

૮–નાનું રાજ્ય સ્વતંત્ર રાજાના તાબામાં હોય છે અને જેના ઉપર સરકારની દેખરેખ હોય છે, એવા નાનાં રાજ્યને સંસ્થાન કહે છે.

૯-જમીન ઉપર જે મોટા ટેકરા હોય છે તેને ડુંગર કહે છે.

૧૦-ડુંગર ઘણો ઉંચો અને લાંબો પથરાએલો હોય તેને પર્વત કહે છે.

૧૧-ડુંગર તથા પર્વતમાંથી જવા આવવા માટે રસ્તો કરેલો હોય તેને ઘાટ કહે છે.

૧૨-શત્રુથી બચવા માટે ચારે બાજુએ મજબુત કોટ બાંધીને બંદોબસ્ત કરેલો હોય છે તેને કિલ્લો કહે છે.

૧૩-જમીન ઉપર બાંધેલા કિલ્લાને ભોંયકોટ, ડુંગર ઉપર બાંધેલા કિલ્લાને ગઢ, અને સમુદ્રના બેટ ઉપર બાંધેલા કિલ્લાને જંજીરો કહે છે.

૧૪-ડુંગર કોરીને તેમાં જવા આવવા માટે આગગાડીનો રસ્તો કરેલો હોય છે તેને બોગદું (ટનલ) કહે છે.

૧૫-ડુંગરો કોરીને તેમાં ઘરો જેવા ઓરડાઓ અને મૂર્તિઓ કાઢેલી હોય છે તેને ગુફા કહે છે.

૧૬-ઉંચ પ્રદેશમાંથી નીકળી નીચી જમીન તરફ વહેનારા પાણીના મોટા પ્રવાહને નદી કહે છે.

૧૭-ચંદ્ર ઉગતી વખતે અને આથમતી વખતે દરિઆનું પાણી ચઢીને વધે છે તેને ભરતી કહે છે, ભરતીનું પાણી પાછું ધીમે ધીમે ઉતરી જાય છે તેને ઓટ કહે છે.

૧૮-નદીનાં મુખ વાટે નદીમાં જ્યાં સુધી દરિઆનાં ભરતીનું પાણી જાય છે, ત્યાં સુધીના નદીના ભાગને ખાડી કહે છે.

૧૯-દરિઆની અણી લાંબી થઇ જમીનમાં ગએલી હોય તેને અખાત કહે છે.

૨૦-જમીનની અણી લાંબી થઇ દરિઆમાં ગએલી હોય તેને ભૂશિર કહે છે.

૨૧-સમુદ્ર કે નદી કિનારે વહાણો રાખવા માટે ઉત્તમ સગવડ કરેલી હોય છે અને જ્યાંથી વહાણો મારફત માલ જાય આવે છે તેને બંદર કહે છે.

૨૨-ચારે બાજુએ પાણી અને વચ્ચે જમીન હોય તેને બેટ કહે છે.

૨૩-ચારે બાજુએ જમીન અને વચ્ચે પાણીનો જથો હોય તેને તળાવ કે સરોવર કહે છે.

૨૪–નદી જે જગ્યાએથી નીકળતી હોય તે જગાને નદીનું મૂળ કહે છે.

૨૫–નદી જે જગાએ સમુદ્રને મળતી હોય તે જગાને નદીનું મુખ કહે છે.



# એક વખત અનુભવ લઈ જુઓ.




ગણપતી છાપ શાહી બધા માસ્તરો પસંદ કરે છે. ગણપતી છાપ શાહી સર્વ ઓફીસોમાં વપરાય છે. ગણપતી છાપ શાહી સર્વ છોકરાંઓને ઘણી ગમે છે. ગણપતી છાપ શાહી છોકરાંઓના અક્ષર મરોડદાર બનાવે છે, તે માટે તમે પણ

**ગણપતી છાપ શાહીજ**

વાપરો. ગણપતી છાપ જોઈને લેજો.

મળવાનું ઠેકાણું:—

## વાલાવલકર એન્ડ કંપની

મુ. અરનાલા. તા. વસઈ. જિ. થાણા.

---

મુદ્રક:—ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.
માલેક:—શ્રી અનાવિલ બંધુ પ્રી. પ્રેસ, બરાનપુરી ભાગળ-સુરત,
પ્રકાશક:—મોહનભાઈ ભુલાભાઈ નાયક.
હેડમાસ્તર ફણસા. પો., બીલાડ. જિ. થાણા.